


નવા સાલનો | નવો બહાર.

# છેતીલાલ એન્ડ કું.
# ઝવેરીઓ.

સોના ચાંદી અને ઝવેરાતના તમામ જાતના ફેનશી
નવીન બનાવનાર તથા વેચનાર.

નં. ૧૯૩-૯૫. શેકમેમન સ્ટ્રીટ. મુંબઈ.

તમામ જાતના સોના
ચાંદી તથા
ઝવેરાતના ફેન્શી
દાગીના
બનાવનાર
તથા
વેચનાર.

—:o:—




મોહનલાલની કંપની

નું

ભરૂસેદાર
ઉત્તમ ખાતું.

૧૯૭–૨૦૧




શેકમેમન સ્ત્રીટ મુંબઈ.
ટેલીફોન નં૦ ૧૭૯૫.
સંપુર્ણ ખાત્રી ચોખ્ખું સોનું.

છોકરાઓ, છોકરીઓ, બાનુઓ તથા ધંધાદારીઓ માટે

# ગોળવાલા ફોર્ટ



# ટ્યુશન કલાસ.

મુંબઈનો આગેવાન ખાનગી વર્ગ જેને જાહેર છાપાઓ, એજ્યુકેશનીસ્ટો, અને કોમના આગેવાન ગ્રહસ્થોએ વખાણી ઉંચી સર્ટીફીકેટ એનાયત કરી છે. વહેવારૂ અંગ્રેજી, મ્યુઝીક, વેપારી તથા ક—ખ થી મેટ્રીક સુધીની કોઈબી બાબતના સંગીન શીક્ષણ માટે લખો યા મલો:—

## એચ ગોળવાલા.

પ્રીન્સીપલ તથા માલેક.

ઠે૦—કોટના ઘુંબાખાનાની સામે—મુંબઈ.

બનામે ખુદા.

# "વેરની વસુલાત."

રચનાર:—જાલ મા. સરદાર "નેપોલીયન."

તે

"કાતીલ કીનો," "ચકડોલ જવાન્યો," "બાર હાથની પાઘડી,"
"નાતરામાં વગન ને દીકરીના લગન." "મોહબતની મુસીબત"
"અદેખાઇનો અખાડો" વગેરેના કર્તા.

(સર્વ હક્ક સ્વાધીન છે)

કીમત.

રૂ. ૦-૧૨-૦.

# બે બોલ.

પ્રિય વાંચનાર આજ રોજે ખોદાની લાખોલાખ કરમ બક્ષેસથી એક નાનકડું પુસ્તક "વેરની વસુલાત" બાહાર પાડવાને હું ભાગ્યશાળી થયો છું.

એ વાર્તા કોઈબી પેપરમાં કે ચોપાન્યામાં 'સીરીયલ' રૂપે આવી નથી, પણ તદનજ નવીજ છે. જેમ બીજા લેખક નોવલોમાંથી વાંચી તેનો તરજુમો કરી તપકાવી દેય છે તેમ મેં કર્યું નથી, પણ "Revenge" નામની સાત મીનીટની ફીલમ ઉપરથી ઉપજાવી કાહાડેલી છે. તે માહરાં વ્હાલા વાંચનારોને રોશન થશે ને જો માહરી કલમને જશ મલશે તો મારી બીજી વાર્તા નામે 'અદેખાઈનો અખાડો' જે મારી પાસે લખેલી તૈયાર છે તે ટુંક વખતમાં તમો સનમુખ હાજર કરીશ.

"જો પરવરદેગારની મરજી હશે તો પાછી એકાદ બીજી વાર્તા મારફતે આપણે બે એકમેકને મલ્યે તેટલાં—સાહેબજી."

લી૦ દુવાગો સેવક

જાલ મા. સરદાર,

"નેપોલીયન."

૧૫-૧-૧૮.

# અર્પણ પત્રીકા.



મરહુમ મ્હારી વ્હાલી બહેન શીરીનઃ—

ની ભલી યાદમાં ભાઇ તરફની સાચ્ચી

મોહબ્બતને ખાતર મ્હારૂં નાનકડું

"વેરની વસુલાત" નું

પુસ્તક અર્પણ

કરૂં છું.

લી૦ દુવાગો

દુઃખી ભાઇ જાલ.

# THE KALKADEVI SHORTHAND TYPEWRITING INSTITUTION,

ESTABLISHED 1893.

EFFECTIVE COACHING–EXCELLENT RESULTS.
THE ONLY SUCCESSFUL AND TAEREFORE THE BEST.

**SUBJECTS.**

Shorthand Typewriting, Book-keeping & Accoutancy,
AND ALL COMMERCIAL SUBJECTS.

**EUROPEANS.**

TESTIMONIALS FROM MEMBER OF PARLIAMENT & OTHER
PARTICULARS AND THE HIGHEST BONAFIDE PRESS AND OTHER OPINIONS FROM

**GOPALDAS LALDAS**
MANAGING PROPRIETOR.

*Opposite Bhangwadi, Kalkadevi Road* BOMBAY.

બનામે ખુદા.

# "વેરની વસુલાત."

## પ્રકરણ ૧ લું.

તે ખુશનુમાં થંડી સહુવાર હતી.

જ્યારે બુલબુલો પોતાના મીઠા સરોદથી રીઝવી એક ઝાડથી બીજે ઝાડ ઉડતા હતા, ને પવનની મીઠી લેહેકી માણુસના મનને કંઇ અજબ રાહુત આપી રહી હતી, ને રાક્ષસી દરીયાઈ મોજાંઓ ખડકોને અથડી અજબ અવાજો કરતાં હુતા. ત્યારે એક જવાન મરદ શું વિચારના વમલમાં વિટલાયલો હુતો! શું તેની પર કંઇ આફ્ત આવી હતી! શું તેનાજીગરમાં કોઇએ છુપો ઘા કીધો!હતો! હા, તે પોતાના જીવથીબી આલે માય જણી બહેનનાં મરણુને માટે ગ્રાફેલ

૧ ગોળવાલા ફોર્ટ મેત્રીકયુલેશન કલાસ કોટ ખુબાખાનાના સામે.

ને દુઃખી હતો, તેનું જીગર તે હંમેશની જુદાઇથી તુટી જતું હતું.

નજરથી દુર થયલા માણસો તો જ્યારે નશીબમાં મલવાનું સરજેલું હોય, ત્યારે, વરસોના વરસોબી વીટી ગયા પછીબી મલી શકેચ, પણ, એક મરણ પામેલું માણસ ગમે તેવીબી મહેનત ને શોધખોળ કરતાંબી મળી શકતું નથી, તેતો આય ખાકી દુન્યામાં એક મુસાફર માફક આવી પાછું ચાલતું થયું.

હા, તે નિરદોષ ખુબસુરત ચહેરો, તે કમનસીબ વ્હાલી બહેનના ચેહેરાને ફરી એક વાર જોવા સારૂ ઉછલતાં પાણીના ધોધમાર મોજાં સામુ એકકી નજરે ટીકટો દુઃખથી આજેજ બની બેઠો હતો. પણ, હા, તેને એકાએક શું થઇ આયું, તે એમ ચોંકયો કાય હોશે? શું તેને તેણી વ્હાલી બેહનને જોઇ હતી? નહિ, તે પાછો પોતાની આંખો મોજાં સાહામે ઠેરવતો બેઠો, એટલામાં તેના કાને લાંબેથી કોઇ ઘોડાના આવવાના પગલાનો અવાજ થયો તેથી તે ચોંકી ઉઠયો, ને ઝડપથી દોરનાં આકારને ટીકટો ઉભો, ને જ્યારે તે આકાર જેમ જેમ આગળ આવતો ગયો તેમ તેમ તેની ખુશાલી ટકી શકી નહિ ને એકદમ તે આવતા આકાર તરફ ખુશ મીજાજે દોડયો, ને તેની પાસે ફકત ૨૦ ફુટને અંતરે જઈ ઉભો, કે તે આકાર તેની નજર આગળથી એક વીજળીના પલકારા મીસાલ ગુમ થઇ ગીયો.

હા, તે, "આકાર કોણુના જેવો હતો?"

તે આબેહુબ તેની વ્હાલી માયજણી બેહન "લુસી"નો હતો, તે જોઇ ત્યાં પા કલાક સુધી તે જતા આકારને ટીકટો ઉભો, પણ; જેમ જેમ તે આકાર દુર થતો ગયો, તેમ તેમ તેની નજરે અંધારા આવતાં ગયાં, કારણકે તે નવજુવાન ખુબસુરત ચેહરો રડતી આંખના આંસુઓથી ભીંજાઇ ગયેલો હતો.

"તે, જતો આકાર કોણુનો હતો?"

તેના શેહેરી લૉર્ડ લોરેન્સની તે ઘણીયાણી થતી હતી. તેણીનું નામ લૅડી લીઝી હતુ, તેણીના સુવાલા સોનેરી રંગના ચલકતાં બાલ, કાળાં ભમ્મર જેવી આંખ, ને તેના કમાનદાર ભવાં, જે પોતાની બેહનનાજ જેવા મલતા આવતાં હતાં. તે, ખુશનુમાં સહુવારે રાઇડીંગે નીકળી દરયા કીનારે, રેતીમાંથી પસાર થતી હતી, ને તેણીને જોઇને તે નવજુવાનનું અજબ દીલ તેણીના તરફ બેહનના પ્યારથી ખેંચાયું. પણ, તે આકાર તેની નજરથી દુર થઇ ગયલો, ને તેણીની પુઠ પકરવાનું મુશ્કીલ કામ હતું, કારણકે બીચારા પાસે ઘોડો નહિ હોવાથી એક નીસાસો નાખી તેજ જગ્યા ઉપર બેસી પાછો પાણીના ઉછલતાં મોજાંઓ સાહમે એક દીવાના મીસાલ મજાહ મેલવતો બેઠો. તેમ એક્કી નજરે ટીકટા તેણી આંખે ઉંઘનો લેહકો ખાધો ને પોતાની પાસે પરેલા પથ્થર ઉપર હાથ મુકી થોડી વાર મીઠી ઉંઘમાં પવનની લેહકી ખાતો

અરેતાયો. પવનની મીઠી લેહેકીથી તેને ઉંઘ લાગી ગઈ હતી, પણ, તેનું મન તો જોયલા આકારનીજ ઉપર રમ્યા કરતું હતું, ને તેને એક સ્વપનો કે જે સ્વપનો તેની નજરની સામેથી જીવતો જીવત પસાર થતો હોય તેમ તેને જોયો ને તે એકદમ બુમ મારી પોતાના હાથ તરે દબાયલા પથ્થરને જોસબંધ પ્યારથી વલગી પડયો, ને તેને પોતાની વ્હાલી બેહન લુસી સમજી તેને ખરા જીગરથી ચુમી કરવા લાગો, એમ પાંચ મીનીટ વેર ઘેલાપણું કરવા પછી તુરત તે પથ્થરને ફેંકી દીધો ને આંખ ચોળી જુએ છે તો તેની નજદીક કોઈ પણ ઇનસાનનો ચેહરો દેખાયો નહિ હતો, તેથી તે નીરાસ થઈ ત્યાંથી ઉઠયો ને પોતાને ઘેરે ચાલતો થયો.

એટલાં અરધે રસ્તે વિચારમાં ને વિચારમાંજ ચાલતાં તે પોતાના મન સાથ બડબડયો. "હા મારી વ્હાલી બેહનના 'રૂહ' ને મલવા સારૂ આવતી કાલે આજ તાઇમે સહવારે સાડાછ વાગે હુંબી એક ભાડુતી ઘોડો લઈ આવું, ને જેવી તેણી હિયાંથી પસાર થાય કે તેણીની પુઠે જઈ તેણીનું ઘર જોઇ આવી, વ્હાલી બેનના મીઠા પ્યારની યાદને ખાતર રોજ એક "ગુલાબ" મારે હાથેજ છુપાઈથી મુકી ને દુર ઉભો રહી, તે મારી ફરેસ્તાઇ ખસલતની બેહનનો ચેહરો જોઉ કે જેથી મારો હુમેશનો ગમ ને જુદાઇ દુર થાય, એવું પોતાના મનમાં વિચાર કરતો પોતાને ગરીબ મકાને આવી ઉભો તે વખતે સહવારના સાડાઆંઠ વાગ્યા હતા.

હવે આપણે આય જુવાન છોકરાની મુલાકાત લઈએ.

એ એક ગરીબ બુઢી ગવલનનો દીકરો થતો હતો, તેનું નામ "સ્ટીવન ફ્રેઝર" હતુ, તેની બે બેહનો હતી પણ એક બેહન તો ૩ વરષ થવાની મરણ પામી હતી, ને બીજી જે હાલ હૈયાત છે તેણીનું નામ "લેડી મોરટીન" હતું, તેની એક પરણેલી ઓરત હતી, પણ તેણીનો વર લગન પછી બીજે મહિને જાપાન વેપાર માટે ગયો હતો, એટલે તેણીને મનથી પરણેલું ને કુમારૂ બન્ને સરખુંજ હતું. તેણીનો સાચવટની સાહદત આપતો મુખડો અને ચતુરાઈનોજ પડઘા પાડતી તેણી ચશમોમાં કોઈ ઓર રકમનોજ મીઠાસ હતો, ને તેના ગાલોમાં ખાડા પડે તેવું હસ્વું તેટલુંજ મોહક હતું. વલી તેના શરીરનો બાંધો એક ઓરત હોવા છતાં મરદનો દેખાતો હતો, ને દરેક કળાઓથી માહાભારત કામ લેવાની તેણી દેખાતી કાયનાટ ને લાયકાત નજરે આવતી હતી.

ખરી રીતે ગામડાંના એકાંત વાસ માટે તેણી સરજાઈજ નહિ હતી, કે જ્યાં એકજ તોરનું દીવસથી કે રાત સુધીનું ગાય, ભેંસ, બકરી, એ દરેક જણાવરને પીલીને તેનું દુધ કારી વેચવા જવું ને પાછા ઘરે ફરતાં ખાઇને સુઇ જવું.—જ્યાં ઉદ્યોગનુજ વધારે કરીને કામ પડતું હતું.

તેણી માતાનું નામ "મેરી ફ્રેઝર" હતું, તે બીચારી બુઢી પોતાના બે બચ્ચાને લઇ દાર રોટી ખાઈ આબરૂમાં પોતાનું ઘર સંસાર ચલાવતી, તેણીનું કુટુંબ ઘણુંજ નાહાનું

હતું. "ફ્રેઝર નેપીયર" તેનો ધણી થતો હતો, પણ તે બીચારો પોતાની બુઝરોગ ઉમરને આધીન થઈ ખાકીજહાન આજ પાંચ વરસ થયાં છોડી કુચ કરી ગયો હતો.

તે બુઢ્ઢી માતાને તેમજ તે બેઉ નીરદોષ બચ્ચાંને મનથી પોતાનું ઘેર તેમજ તબેલોજ વહાલો હતો, ને બાહાર શું થતું હતું તે જાણે તેઓની બલા! તે જાણવાની પણ તે લોકને લાલચ કે હોંસની દરકારજ નહિં હતી, ઘેરથી નીકરી ઘરે ઘર જઇ, દુધ, મલાઈ, માખણ, છાસ, આપી આવી પોતાને ઘેરજ સીદ્ધી ચાલી આવતી, એટલે બીજી બાહારની ચીજોની હોંસ પણ થતી હતી નહિ.

તેણી પોતાના બેઉ બચ્ચાંને ગામડીયા સહીત તોપણ-અલબતાં સાચ્ચાંજ વ્હાલથી ચાહતી હતી, ને .તેના જાનવરોને તેજ મીસાલે ચાહતી હતી ને તે જાનવરો ઉપર તેણી પોતાના બેઉ બચ્ચાં સાથે હશી ખુશીથી દાહડા પસાર કરતી.

જ્યારે "સ્ટીવન" વિચારમાં ને વિચારમાં ઘરે જઈ પુગ્યો, ત્યારે તેણી માતાને તેની વ્હાલી બેહુન બેઉ જણા તુરતના નાસ્તો ખાઇ ઉઠયા હતાં, ને પોતાના દીકરાને રોજ કરતાં મોડો ઘેરે પાછો ફરેલો જોઈ બોલી. "દીકરા આજ તું બહું મોડો આવ્યો."

"હા, માયજી, થડાં પવનની લેહેકીથી મને જલદી આવવા નહિ ગમ્યું." તે નવજુવાને જવાબ કર્યો. "પણ માય

મારી છોતા હાજરી કાંહા છે, ખાઇ ગીયા કે” એટલું બોલી માતાના પાસામાં વાહલાલથી ભરાઇને બેઠો કારણકે તેને ઘેરે પાછું ફરતાં મોડું થયું હતું તેથી માતા ગુસ્સે નહિ થાય કરી પતાવવા સારૂ પાસામાં ભરાઇને બેઠો હતો.

પણ તેણી બેહન “એલીસ” જે ઘણીજ ચબરાકને ચાલાક હતી તે તુરત હસ્તાં હસ્તાં બોલી ઉઠી. “હા, હા, માય બુમ નહિ મારે તેથી પાસામાં લારકો થવા ભરાયો કે.” એટલું બોલી તેણી પાસે ગઇ ને તેનો હાથ પકરી બોલી. “ચાલ આવ તારે વરે નાસ્તો પાછો ઉનો કરી લાઉં.” એમ બોલી બેઉ જણા કુદતાં કુદતાં બાવરચીખાના તરફ હાથમાં હાથ પકરી ખુશીથી દોડયાં, કારણકે તેણી બેહન એલીસ પોતાના વ્હાલા ભાઇને ઘણાજ હડબારના પ્યારથી ચાહતી હતી, ને વખત આવતાં તેણીનો જાન પણ શદકે કરવાને ચુકે તેવી નહિ હતી.

જ્યારે બેઉ જણાને અત્યંત પ્યારથી નાચતાં કુદતાં બાવરચીખાના તરફ જતાં જોઈ તેણી માતા “મેરી” જે ઘોલકી પર બેઠી હતી, તે પોતાના બેઉ બચ્ચાંને ખુશાલ જોઈ પોતાના બુઢ્ઢાપાના વખતમાં ખુશ થતી હતી.

થોરા વખતમાં તે બેઉ ભાઇ બેહન નાસ્તો કરી પોતાની માતાને કોટી કીસી કરી પાછા જનાવરોની દેખરેખ રાખવામાં ગુંતાયા.

———:o:———

# પ્રકરણ ૨ જું.

બીજી સહવારે "સ્ટીવન" બીછાનામાંથી રોજ કરતાં વ્હેલો ઉઠયો, ને તેણી બેહનના આકારને જોવા સારૂ તેનો જીવ ભરાઈ રહયો હતો તેથી તે પોતાની બુઢ્ઢી માતાને ને વ્હાલી બેહેન એલીસને મલી રોજની માફક ફરવા સારૂ છુપી વાત કોઇને પણ જનાવ્યા વગર ઘરથી નીકલ્યો, ને તે પહેલે ક્રરયે કીનારે જવા અગાઉ એક ભાડેનો ઘોડો લેવા સારૂ પૈસા કયાથી લાવવા તેનો વિચાર કીધો, બીચારા ગરીબ પાસે પૈસા નહી હોવાથી તે ઘોડો કેવી રીતે લઇ શકે તેનો વિચાર તેના મનમાં ખટકયા કીધો. એવામાં તેને પોતાના બુઢ્ઢા ફ્રેન્ડ જોનને યાદ કીધો ને તેના તબેલા તરફ ગયો.

જયારે સ્ટીવન તબેલા આગળ જઈ પુગ્યો તે વખતે સાડાછનો ટાઈમ થયો હતો ને થંડો પવન પુર્વ તરફથી એક સપાટા મીસાલ અવાજ કરતો પસાર થતો હતો, ને દવ પરતો હોવાથી ગેહુરાન ઘણું થયું હતું, તે થંડીમાં થથરતો થથરતો ને ચાલતો ચાલતો થંડી લેહકીની મજાહ મેલવતો તબેલા આગલ જઈ પુગ્યો તે વખતે જોન એક તુલ પર

૨ ફોર્ટ મ્યુઝીક કલાસ—માસ્તર મીનો ઉડવાડયા કોટ, બુખા-ખાના સામે.

બેસી ઘોડાના જુના જીનો તપાસ્તો હતો તેની પાસે જઈ પુછ્યો.

સ્ટીવન સાથે તેણી ઘણા વરસની ઘાડી મીત્રાચારી હોવાથી તેને લાંબે વખતે પોતાની તરફ આવેલો જોઇ બોલ્યો. "આવ, આવ સ્ટીવન કેમ આજે કંઈ ઘણે લાંબે વખતે બુઢ્ઢા માણસને યાદ કીધો."

"હા, જરા તેમ કરવાની ફરજ પડીચ," સ્ટીવન બોલ્યો ને આગળ વધાર્યું. "મને આજે તારી સાથ કંઈ જરૂરનું કામ પડવાથી આયોચ."

તેને તુલ પર પોતાની પાસે બેસાડતાં બુઢ્ઢો જોન બોલ્યો "બેસ દીકરા ઘણે દુરથી ચાલનો આયોચ તેથી થાકી ગયો હોશે;" સ્ટીવને તુલ પર જગા લીધી ને જોન બોલ્યો, કેમ મારૂ આજે જરૂરનું કામ કેમ પર્યું, બોલ તારી શું મરજી છે. હું જરૂર તારૂં કામ મોટી ખુશીથી કરી આપશ. તે બુઢ્ઢા જોનનું આવું દયાળુ બોલવું સાંભળીને કામ સફલ થશે તેમ ધારી ખુશી થયો ને બોલ્યો. "મારે આજે એક ઘોડો રાઈડીંગ માટે જોઈએ છે." એટલું બોલી સ્ટીવન તેનો જવાબ સામાં મલે છે તેની રાહ્ જોતો આતુરતાથી સાંભળવા બેઠો.

"તુંને જુરૂરનાજ કામ માટે રાઈડીંગે જવું છે નહિ."

"હા, મને જરૂરનુંજ કામ છે, ને જો જલદી આપે તો મારૂ

કામ સફલ થાય."

"પેહેલે મને કહેકે તારૂં શું કામ આવી સવારના પરયું." તે બુઢ્ઢાએ જાણુવા સારૂં પુછયું.

નહિ જો, તું મને ખોટી ના કર. એક પલ મારે મનથી એક દીવસ જેવી થઇ પડેચ, પેહેલે મને જવાદે ને પછી પાછો ફરીશ ત્યારે ધીરજથી સમજાવીસ, પણુ, હમના મને મુદલ તાઇમ નથી. તેને કગળીને તેની પાસથી માગી લીધું.

સ્ટીવનનું જરૂરનું કામ હોવાથી તે તેની દયા ભરેલી માગણી જોઈ તે તુરત ત્યાંથી ઉઠયો ને તબેલામાં ગયો. તે અરસામાં સ્ટીવનની પાસે પરેલા જીણુને તે તપાસતો બેઠો, ને ત્રણુ મીનીટમાં ઘોડો લઇને જોન બાહાર આયો ને બોલ્યો. "લે દીકરા આય તારે લાયકનોજ ઘોડો છે" એમ બોલી ઘોડા પર તે જુનું જીણુ નાખી આપી તેને તેના ઉપર સવાર કીધો.

ઘોડાપર જેવો સ્ટીવન સવાર થયો તેવોજ બુઢ્ઢા જોન ને સેકન્ડ કરી તેનો ઉપકાર માની ત્યાંથી જીવ લઇને ઘોડો ડોરાવી ગયો. ને તેને એકદમ ઉલટમાં જોસથી દોડાવતો જોઈ બુઢ્ઢો જોન પોતાના મન સાથે ઘણોજ ખુશ થયો, પણુ તેના મનમાં હજારો વિચાર પસાર થયા, પણુ તે બુઢ્ઢો તેનું એકાએક આવવું ને ઘોડો લઈ ઉલટમાં દોડવાનું કારણુ સમજી શકયો નહિ, પણુ, પોતાની અટકલ દોરાવી બોલ્યો, ગરીબ

બીચારો કોઇ દીવસ શહેરમાં ફરેલો નહિ હતો ને કોઇ ફ્રેન્ડની સાથે ફરવા જવાનું નકી થયું હશે, ને તે લોકો તેના થેરાવેલા ટાઇમે ઉપડી જશે, તેથી, તે એટલો હરખમાં ને હરખમાં પોતાનો ઘોડો દોડાવી ગયો. કે જેથી, તે લોકના થરાવેલા તાઇમે ત્યાં જઇ પુગે, એમ વિચારી પોતાના કામે પાછો લાગી ગયો.

તે અરસામાં સ્ટીવન જેવો સવાર થઇ ઘોડાને દફરાવી ગયો કે દસ મીનીટમાં તે દરયાના રલીયામણા કાંઠાં આગળ, કે જે જગ્યાએ ગઇ કાલે બેઠો હતો તે જગ્યા આગલ હાંકતો હાંકતો આવી પુગો, તે વખતે સવાસાત વાગ્યા હતા તે જોઈ પોતાની બેહનના રૂહને આવતાં વાર છે એમ ધારી ઘોડાની લગામ પોતાના દાબા હાથમાં ધરીને તેજ પકુર ઉપર બેઠો ને હમેશની કાર્ની ઉછલતાં દરીયાના મોજાંનો દેખાવ તેની નજરે પડયો નહિ, કારણકે તે વખતે "ઓટ" થવા આવેલી હોવાથી, મોજાં કમની થના હતાં એમ કરતાં થોડોવાર બેઠો એટલે પોનાઆઠ થવા આવ્યા હતા, પણ તે દેખાવ તેની નજરે પડયો નહિ, તેથી તે પોતાના મન સાથ અત્યંત દીલગીર થયો ને પોતાની ઉલટ તુટી ગયેલી જાની એક નીસાસો નાખી પાછો ઘોડા ઉપર સવાર થવા સારૂ પગથ્યાં પર જમનો પગ મુકયો, પણ, તેટલામાં તેને એક અજબ ઇલેકત્રીકનો સોક લાગો હોય તેમ તે ચોંકયો ને હરખથી બોલી ઉઠયો.

"હા તેજ મારી બેહનનું "રૂહ.""

પણ તે દેખાવ પોતાની જગ્યાએથી ઘણોજ લાંબે હોવાથી તેણી આગળ આવે ત્યાં સુધી ઘોડાને પકરી રાખી એક્કા

તરફે તે આવતાં આકારને ટીકતો ઉભો.

થોડીજ મીનીટમાં તે આકાર તેની નજદીક આવતો ગયો, પણ તે જે ગઇ કાલને રસ્તેથી પસાર થયો હતો, તેમ આજે નહિ થયો ને બીજેજ રસ્તે તેને વલાન લીધી, તે જોઇ સ્ટીવન તુરત પોતાના ઘોડા પર સવાર થઇ જોસબંધ હરખમાં ને હરખમાં તે જતા આકારને પકરી કારવા દોડયો.

થોડીજ પળમાં તે તેણીની લગોલગ નજદીક જઈ લાગો એટલે પોતાના ઘોડાની લગામ ખેંચી તેને ધીમો કીધો, કારણકે તે તેણીની પછવારે ભરાઇનેજ રેહવા માંગતો હતો.

તે આકાર કોઇનોજ નહિ હતો, પણ લૅડી લીઝીનોજ હતો કે જે તેણીને સ્ટીવન પોતાની વ્હાલી બેહન તરીકેજ માનતો હતો, તેણી પોતાનાજ ખ્યાલમાં ને રોજ કરતાં થયલા મોડાંને ખાતર જોસબંધ આજુબાજુ જોવા વગર ઘોડો દોડાવતી હતી, તેથી તેણીની પછવારે આવનાર શખ્સને જોઈ શકી નહિ હતી. ને તેણી દશ મીનીટમાં પોતાના બંગલા આગળ આવી ઉભી, કે જે બંગલાનું નામ તેના દરવાજાના પીલર ઉપર કોતરેલું હતું. તેનું નામ "લીઝી હોલ" હતું. ત્યાં તેણી બાગમાં દાખલ થઈ, ને પોતાના ઓરડાના બારણાની સીરી આગળ આવી ઉભી, કે નોકરે આવી તેણીના ઘોડાને પકરયો, ને તેણી ઘોડા પરથી ઉતરી પોતાના હાથના ગલવઝ કારતી કારતી રૂમમાં દાખલ થઇ, તે અરસામાં જ્યારે તેણી બાગના મોટા દરવાજામાં દાખલ

થઇ ને અંદર ગઇ તેવોજ તેની પછવાડે આવનાર શખ્સ તે સ્ટીવનજ હુતો તે પોતાના ઘોડાને બંગલાના બાહારના કટેરાને બાંધી અંદર છુપાઈથી તેણીની પછવાડે દાખલ થયો ને તેણી કયા રૂમમાં જાય છે તે મકસદથી જોવા સારૂ ફુવારાની આગળ ભરાઈને બેઠો, કારણકે તેજ ફુવારા આગળથી તેણીના ઘોડાને લઇ જવામાં આવ્યો હુતો તેથી તે નહિ જોઈ શકે કરીને સંતાઇ બેઠો, ને તેના જવા પછી એક બારી નજદીક કે જેને સફેદ નેટનો કરટન નાખ્યો હુતો, ને તે બારી પાસે એક મોટું સુગંધી વાંસનું જાર રોપ્યું હતું, ત્યાં સંતાઈને બારીમાં જોવા લાગો કે તેણી કયા રૂમમાં રહે છે.

તે નીહાલતો આજુબાજુ નીગાહ રાખતો ઉભો.

જેવી લીઝી તે બારીવાલા ઓરડામાં ત્યાં દાખલ થઇ, તેવીજ, પોતાના હાથના ગલવઝ એક સોફા ઉપર ઉડારયા, ને પોતાને માથેની ટોપી ઉતારી નાખી ને તેણીના ભરાવદાર બાલના ઝુલફો તેણીની ગરદન ઉપર એક મનોહર ઢગલાના આકારમાં ઝુમી પડયો હુતો, કે જે વખતે તેણી હદ બાહારની સુંદર નજરે પડી હતી. સ્ટીવન તે બારીની બાહારથી ડોકુ કરી તેણીને બેહુનના પવિત્ર પ્યારથી જોનો ખુશ થતો ત્યાંજ ઉભો હુતો.

જેવી તેણીને ડરેસ બદલવા બીજા ઓરડામાં જતી જોઈ તે લાગલો તે બારીની ઇંધાણી રાખી બાજુના ઝાડ પરથી એક "ગુલાબ"નું ફુલ તોડી ભાઈના પ્યારની ઇંધાણી દાખલ

બારી ઉપર મુકી, ફરી એકવાર બારીમાં મીઠી નજર નાંખી કોઇ નહિ જોઇ તેમ ભરાતો છુપાટો જે રસ્તેથી આયો હતો તેજ રસ્તેથી નીકલી બાહેરના દરવાજા આગળ આવી, પોતાના ઘોડાને છોરી તે પર સવાર થઇ ખુશી થતો ને પોતાના મનમાં હુરખાતો તે પોતાના માનીતા ને માયાળુ બુઝરોગ ફ્રેન્ડ જોનના તબેલા આગળ આવી ઉભો.

તે વખતે જોન એક તુલ પર બેસી ચાય પાણી પીતો હતો, તે તેને થોરાજ વખતમાં પાછો ફરેલો જોઇ બુદ્ધો બોલ્યો "કેમ દીકરા કંઇ જલદી પાછો આયો."

"હા, મારા બ્હાલા બુઝરોગ બાપ. હું મારૂં ધારેલું કામ પાર પાડીનેજ આયોચ. એટલું બોલી બુદ્ધાની પાસેજ એકજ તુલપર ગોઠવાઈને બેઠો."

તેને થાકેલો જોઇ તે બોલ્યો. "લે ચાલ આયો તો ભલે આયો, પણ મારી સાથ ચાય પીવાની તકલીફ ઉઠાવ." એમ બોલી એક ચાયનું કપ બનાવી આપી તેની આગળ મુકયું ને તેને આગળ વધારીયું. "બોલ જોઉં કે તારૂં શું કામ તેં પાર પાડયું."

સ્ટીવન ચાયનુ પ્યાલું એક તરસીયા મીસાલ ગતાવી જઇ બોલ્યો, "હું મારી બેહુસ્ત પામેલ્લી બેહુન "લુસી" ને મલી આયો.

તેનું આવું વાહીયાત બોંલવું સમજી બુદ્ધો ધુમ હસવા લાગ્યો.

તેને એમ એકદમ હસી પરતાં જોઇ સ્ટીવન ગભરાયો ને હગાયલા ચેહરે બોલ્યો, "કેમ જોન તું એમ એકદમ શા માટે હસી પડયો."

તે બુધ્ધો જોન હજુન હસ્યાજ કરતો હતો, તે હસતાં હસ્તાંજ બોલ્યો. "અરે ગાંડા દીકરા વરી કોઈ મુવેલા માણુસને મલતાંબી હોશેકે" તું તો તદન નાહાનજ છે, અરે તેં તો એક સ્વપનો જોયો હોશે, એમ બોલતાં તેના બરડા પર માયાથી હાથ મારયો.

તેને મોનેથી "સ્વપના" નો બોલ સમજી તે બોલ્યો, "નહિ, તમારા સમજવામાં ભુલ છે મી૦ જોન, હું તો એમ કેહુંચ કે મારી બેહસ્તન બેહુનનો આબેહુબ આકાર મેં જોયો."

"તાહરી બેહનનોજ આકાર" બુધ્ધો જરા તોરમાંજ બોલ્યો.

"હા, મારી વ્હાલી બેહન લુસીનોજ મેં આબેહુબ આકાર જોયો."

જોનને નવાઇ લાગવાથી સ્ટીવનના બાંબાં પર હાથ મુકતાં પુછ્યું. વારૂં, "એવો આકાર કોણુનો છે."

તેનું આવું બોલવું સમજી સ્ટીવન આજુબાજુ જોઇ ધીમે સાહદે તેના કાન પર પરી બોલ્યો "લૅડી લીઝી" નો

લૅડી લીઝીનું પ્રખ્યાત લોર્ડ લોરેન્સની બાનુનું નામ સમજી જોન તુલ પરથી એકાએક કુદકો મારી ઉઠયો ને

બોલ્યો. "કોણ પ્રખ્યાત લોર્ડ લોરેન્સની બઇરી?"

"હા તેજ"

"ત્યારે તું શું તેણીને બંગલે જઈ મલી આયો કે?" તેને અચરત થતાં પુછયું.

"નહિ તેમ નથી, મેં તેણીને ગઈ કાલે સવારે દરયાના કીનારા આગળથી રાઇડીગે નીકરેલી પહેલ વ્હેલી જોઈ હતી, ને મારી પાસે ઘોડો નહિ હોવાથી હું નીરાસ થઇ ઘેરે આયો, ને આજે તારી પાસથી ઘોડો મલવાથી, હું તેણીના રોજના તાઇમે જઈ પુગો, ને તેણીને મલતાં તેણી પુઠે ગયો ને તેણીના બંગલામાં ભરાતોં છુપાતો દાખલ થયો, ને એક બારી આગળ આવી ઉભો કે જ્યાં તેણીનો હોલ ઉતો. ત્યાંનાજ એક ઝાડપરથી ફુલ તોડી ભાઇના પ્યારની બેહન તરફની ઇધાની દાખલ મુકી ને પાછો જેમ ગયો તો તેમજ પાછો બાહાર નીકળી હયો આયો, ને હવે રોજ સહવારે તેણીના બંગલામાં જઈ એક ફુલ આજની માફકજ બારીપર મુકયા કરશ."

તેનો આવો રોજ જવાનો વિચાર જોઈ, ભય ભરેલો મામલો હોવાથી ખુધ્ધો જોન તેને સારી સીખામણ આપતાં બોલ્યો—"સ્ટીવન, સ્ટીવન, એ તું શું કરેચ, જો તું કોઇ દીવસે તેના બંગલામાં જતો સપડાયો તો તું જાણુચ કે તારૂ ત્યાં શું થશે તે?"

"નહિ હું નથી જાણુતો, પણુ ભલે મને કંઇબી થાય તો, પણુ મારી વ્હાલી બેહનને મારા ખરા જીગરના ભાઈના પ્યારની ઇચ્છાની દાખલ એક ફુલ તો હું જરૂર મુકયા કરશ." તે હુજજતે પરેલો હોવાથી જોનના બોલવા પર કંઇ પણુ વિચાર કર્યાં અગાઉ બોલી પરયો.

"જો સ્ટીવન હુજ્જત ના કર" જોને ત્યાં જતાં અટકાવવાની મકસદથી બોલ્યો. "તુંને જો ગમે તો લૅડી લીઝીને બાહારથીજ મલીને બાહારથીજ ફુલ આપ, પણુ તેના બંગલામાં ના જતો.

"કારણુ?"

"કારણુ એટલુંજ કે જેટલી લૅડી લીઝી ગરીબ ને દયાળુ ખવાસની છે તેટલો તેનો ધણી લોરેન્સ નથી, તે ઘનોજ મગજનો ફેરાઉ છે ને તેને ભલભલાને જરા વાંકને ખાતર નથી છોરયા, તો, તે પોતાની બૈરી સાથે તુંને એમ વેહવાર પરલો જાનશે ને જોશે તો હું હમના તે વીશે કંઇ કહી શકતો નથી કે તારૂં ત્યાં શું કરશે."

હુજત્યો સ્ટીવન તે બુઢ્ઢાના બોલને તુચ્છકારી કાઢી બોલ્યો. "ભલે તે મને મારીબી નાખે પણુ મારી બેહનને મલવા વગર તો નહિ રેહવશ." તે પોતાની બેહનના રૂહના પવીત્ર પ્યારમાં પડેલો હોવાથી તેની આંખે કંઇબી સારૂ કે નઠારૂ દેખાતુ હતુ નહી ને તે આકારને માટે મેટ જેવો બની ગયો

હતો. "પણ જોન તું તો મને તારો ઘોડો આપવાની મદદ કરશેની."

"હા, મારાથી જેટલી બનતી મદદ થશે તે તુંને કરીશ, પણ જો સ્ટીવન હજુનબી મારૂ માન ને તેના બંગલામાં જઇને ફુલ મુકવા પરથી હાથ ઉપાડ, જો કેહ્‌વત છે કે— "વારેલા નહિ વરે તે હારેલા વલે." તેમ તે ચાલતી આવતી કહેવત તુંને લાગું નહિ પરે હું કે."

"ભલે તે કેહવત મને લાગુ પડે પણ હું તો તેમ કરવાનોજ, પણ ચાલ નવ વાગવા આયાચ ને મારી વ્હાલી માતા ને બેહન મારા આવવાની રાહ્ જોતી નાસ્તો કરવા વગર ભુખી બેઠી હશે, હું તો જાઉંચ મને રજા છે." .

"હા, જા દીકરા સ્ટીવન, ને તુંને આવા ભયંકર કામમાંથી ખોદા તુંને સારી સલાહ આપે." એમ બોલી પોતાના બેઉ હાથ આકાશ તરફ ધરતાં બોલ્યો.

એટલું બોલેલું સમજી સ્ટીવન જોનને સેકેન્ડ કરી ત્યાંથી છુટો થયો ને પોતાના ઘર તરફના રસ્તે ચાલતો થયો, ને થોરાજ વખતમાં ઘેર આવી પુગ્યો તે વખતે પોના દશ થયા હતા, ને તેને આટલો લેટ થયલો જોઇ તેની બુઢ્ઢી માતાને વ્હાલી બેહન એલીસ ઝુપડાની બાહાર આવી પોતાના દીકરાના આવવાની રાહ જોતાં ઉભાં હતા, તેને ઝુપડાં તરફ આવતો જોઇ તેણી બેહન એલીસ તેને લેવા સારૂ તેની આગલ દોડી ગેઇ ને તેને વલગી પડી ને સાથે ગેલ કરતાં

બેઉ જણા ઝુપડાં આગલ આવ્યાને તેની માતા જે તેની ઇંતેજારીમાં રાહા જોતી ખરે પગે ઉભી હતી તેને હેતથી મલ્યા ને ત્રણે જણા અંદર દાખલ થયાં.

પોતાના દીકરાને ગઈ કાલ કરતાંબી આજે મોડો આવેલો જોઈ તેણીએ વધારચું "દીકરા આજે આવતાં મોડુ કેમ થયુ."

"માય, આજે હું મારા ફ્રેન્ડ જોનને ત્યાંથી ઘોડો લેઇ રાઇડીંગે ગયો હતો." એટલું બોલતાં સ્ટીવન તેણીના ખોલા પર બેસી તેણીને વ્હાલથી કપાલ પર ચુમી કીધી ને વધારચું. "ને તેથીજ મને આવતાં મોડું થયું."

"વારૂ ચાલ દીકરા હવેથી મોડો આવવાનો હોય તો કહીને જજે." તેનું માથું પસવારતાં તેણી બોલી, ને તેને એલીસની સાથે નાસ્તો ખાઇ જનાવરોની દેખરેખ રાખવા ને તે લોકોને ગાસ ચારો ખવરાવવા રોજની કાની થરાવેલા તાઇમે મોકલાવ્યો.



# પ્રકરણ ૩ જું.

હવે આપણે "આકાર" ની વાત પર આવ્યે.

તેણી એક ૨૨ વરષની નવ જુવાનીની ખીલતી ખુબ-સુરત છોકરી હતી, જે ત્રણ વરસનીજ વાત પર ઇંગ્લંડના રેહવાસી લૉર્ડ લોરેન્સ સાથે નેકાના પવીત્ર ગાંઠથી જોરાયલી હતી, ને તેણીના મા બાપ પેરીસના "ગ્રેડામ" રસ્તા પર આવેલા ઘેરમાં રેહતા હતા, જ્યારે તેણી કુમારી હતી ત્યારે લૉર્ડ લોરેન્સ મહીનાના ૨-૩ વખત પેરીસ પોતાના અગતના કામ સર આવતો હતો, ને રોજ સાંજે પોતાનો જીવ શાંત રાખવા સારૂ બેન્ડસ્ટેન્ડ પર ફરવા જતો ને વાજીંત્રના મીઠા આવાજની મોહની ભોગવતો તે દરમ્યાન તેણી પણ ત્યાં હંમેશ આવતી હતી તેથી એ બેઉને પ્યારનો મરજ લાગુ પડયો હતો, ને ત્યારબાદ ગાઢી મીત્રાચારી પડવાથી માબાપથી છુપાતાં મલતા ભેટતાં રહી એક દીવસે લોરેન્સે હીમ્મતની હામ ભીડી તેણીના માબાપ આગલ તેણીના હાથની માગણી કરવા ગયો, પણ તેના સારા નસીબે જોર કરવાથી તેના માતા પીતાએ એકકે બોલે પોતાની દીકરીની મરજી જાણીયા પછી ખુશીથી હા કેઇ એક દીવસ લગનનો દાહડો નક્કી કરી ગોઠવી આપ્યોને,

૩ કેળવણીના પ્રકારની સર્વોત્તમના "ગોળવાલા ફ્રેંચ ટ્યુશન ક્લાસ" નો મુદ્રાલેખ છે.

ત્યાર બાદ તેણી ઇંગ્લન્ડના એક બંગલામાં આવી કે જે બંગલાને પેહલે લૉર્ડ લોરેન્સનાજ નામથી ઓળખતાં હતા, પણ, તેણીના આવ્યાં પછી તેને તે બંગલાનું નામ પોતાની માનીતી મોહરદાર "લીઝી હોલ" ને નામે દરેકને મોહડે થઈ ગીયો. કારણ કે લૉર્ડ લોરેન્સ ઇંગ્લન્ડની કોનફરન્સનો પ્રમુખ થતો હતો, એટલે તેના લગનની ખબર થવાથી ને તેના બંગલામાં મહીનામાં બે વાર પારટીઓ થવાથી તે હોલ પ્રખ્યાત થઇ ગયો હતો.

તેણી બઈરી કે જેનીનું નામ "લૅડી લઝી" હતું તે પોતાના અસલ ખવાસ પ્રમાણેજ માયાળુ, નરમાસ, સભ્યતા વાલી, જેવી ઉતી તેવીજ રહી હતી, તે પૈસાના જોસપર જરા પણ પોતાની ચશ્મ બદલી હતી નહી. એકી નજરે જોતાં જેનો આખી દુન્યામાં મુકાબલો નહિ થાય તેવી તેણી દીલ ધરાવતી હતી.

દરેક ચીજ કરતાં તેણીનો શોખ પોતાના પેહરવાસમાં ઘણો હદ બાહર હતો, ને તેના સારા નસીબે તેવોજ ભરથાર મલવાથી તે પોતાને ભાગ્યશાળી સમજતી હતી, તેણી બાહાર જતી કે પારટીમાં જતી ત્યારે કીમતી રેશમી પોશાક, ને ગોરી ઉંચી પટલી નગ્ન ગરદન ઉપર તેવોજ તેજસ્વી હીરાનો હાર, ને છાતી ઉપર પોતાના ભરથારનો ફોટો કે જે મોતીનાં બ્રાચમાં જડયો હતો તે ઝલઝલાટ પ્રકાશી રહેતો, પણ તેટલું પેહરેલું ઓઘેલું હોવા છતાં તેણી કદી પોતાનો

માયાળુ ખવાસ ને ખાસીયત છોરતી હતી નહિ, ને કોઇબી સાથ ચહરા ચહરી કરી મોટાઇના શબ્દ ઓચરતી હતી નહિ, કે જ્યારે તેણીનો ભરથાર લોર્ડ લોરેન્સ તેણીની ખાસીયતથી તદનજ ઉલટોજ ખવાસ ધરાવતો હતો.

તે પોતાને એક મોટે ઓહ્દેદાર સમજી ને પાસે પુરતો પૈસાનો ચીકાસ હોવાથી ઘણોજ મગરૂર ને ગરીબને ધીક્કારનારો હતો. તેમજ તે ભેજાંનો ફાટેલ પણ હતો, ને હમેંશ પોતાના મનમાં મગરૂરીનોજ તોર લઇનેજ ફરતો ને પોતાનું "હુ" પણું જાળવી રાખતો, ને જે લોક તેને તેની ચાલ જાણ્યા પછી મસ્કા પાલીસ લગારતું તેને તે અત્યંત ખરા જીગરથી સાચુ માની લેતો ને પોતાને મોટો સમજવા સારૂ બીજાને મોહડેથી સાંભલવાની ઉમેદ રાખતો.

હવે આપણે બાકી રહેલી વાત ધરયે. જ્યારે સ્ટીવન તેણીના બંગલામાં જઇ રોજ 'ગોલાબ' તેણીના રૂમની બારી ઉપર મુકી આવતો હતો. તેમ દરરોજ મુકતો, એમ કરતાં ૧૫ દીવસ તો પવનની પીઠ પર બેસી જપાટામાં પસાર થઈ ગયા હતા, જ્યારે સ્ટીવન પ્યારની ધંધાની દાખલ પોતાની બહેનને માટે ફુલ તેણીની બારી ઉપર મુકતો, ત્યારે તેણી રોજ તે ફુલને ઉંચકી લેતી ને પોતાના મન સાથે હજારો વિચારો કરતી, પણ તેણીના રૂવાંનેબી ખબર પડી હતી નહિ કે તે મુકનાર શખ્સ કોણ હશે.

તેણી તે વિષે કશું જાણી શકી નહિ, ને એ ફુલ જ્યારે બારી ઉપરથી ઉંચકતી હતી ત્યારે પોતાની પાસેજ રાખતી ને પોતાનો વ્હાલો ભરથાર જ્યારે તેણીના રૂમમાં સહવારે નાસ્તાની ટેબલપર જવા સારૂ તેણીને લેવા આવતો ત્યારે તે પોતાના પ્યારની લાગણીને વરે અરપણ કરતી. એમ ૧૫—૨૦ દીવસ સુધી તેણીએ તે "ગોલાબ" પોતાના ભરથારને આપ્યા કીધું. એક દીવસે લોર્ડ લોરેન્સે તેણીને પુછયું કે, "વ્હાલી લીઝી તું આય સુંદર વાસદાર ગોલાબ રોજ કયાંથી લાવેચ, શું તું સહવારે રાઈડીંગે જાયચ ત્યાંથી મારે માટે લઈ આવેચ."

હવે તેણી તુરત કંઇ પણ જવાબ આપી શકી નહિ, કારણકે તેણી ગોલાબ કોણુની પાસથી મેલવતી હતી તેનું નામ કે શીકલ પીછાણતી નહિ હતી એટલે તેણી કશુ પણ બોલી શકી નહિ ને પોતાના આંગળાંઓ સાથે ચેઅરાં કારતી ગુપચુપ ઉભી રેહી.

તેણીને એમ મુગી મનતર નીચી મુંડીએ ઉભી રેહતાં જોઈ લોર્ડ બોલ્યો, "કેમ તું કંઇ જવાબ નથી આપતી ડીયર."

તેણી બીચારી પોતાના ધણી સાથે કોઈબી દીવસ જુઠી વાત નહિ કરતી હતી તે આ "ગુલાબ" ને લીધે તેણીને કરવાની ફરજ પડી, પણ તે વાત કરતાં તેણી પોતાના મન સાથે ઘણો પસ્તાવો કરતી બોલી. "હા મારા વ્હાલા ભરથાર એ હું રોજ સહવારે ફરવા જાઉછું ત્યાંથીજ લેતી

આંઉચ." એટલું બોલી તેણી તેના વ્હાલા માયાના બોલ સમજવા તેના પાસામા ભરાઇને બેઠી, તેણી જાણુતી હતી કે પોતાના ધણીનો મીજાસ તેમજ વ્હેમ કઇ કીસમનો છે એટલે તેણી તેની તરફથી સારા બોલોની આશા રાખતી બેઠી. તેણીને વ્હાલથી પાસામાં દબાઈને બેઠેલી જોઈ લોર્ડે વધારયું. "મારી વ્હાલી લીઝી તારી તરફના મારે માટેના સાચ્ચા પ્યારને માટે હું તુંને શું વધું કહી શકું, હું તારા આવા હેરત ભરયાં પ્યારથી ઘણોજ અત્યંત ખુશી છું, એમ બોલી પયારથી તેણીના હોઠ પર એક કીસી દીધી.

તેણી પોતાના ધણી તરફના આવા બોલ સમજી પોતાના મનથી અત્યંત ખુશી થઈ, એટલામાં નાસ્તાનો તાઇમ થયલો હોવાથી બૅલ થયો, તેથી બેઉ જણા ઉઠી દાઈનીંગ રૂમમાં ગયા તે વખતે સહવારના સાડાનવનો તાઈમ થયો હતો.

બીજે દીવસે સહવારના ઠરાવેલા ટાઇમ પ્રમાણે તેણી રાઇડીંગે ગઈ હતી, તે અરસામાં તે ગરીબ ગામડયો સ્ટીવન પોતાની બહેનના ચેહરાની આશામાં પાછો બંગલા ભણી હાથમાં એક ગુલાબ ધરી કે જે બહારથી લાયો હતો તે લઇ દરવાજામાં દાખલ થયો, તે જાણતો હતો કે તેણી બહેન રોજ સહવારનાં આઠ વાગે પાછી બંગલે ફરે છે, એટલે તેણીનો તાઈમ સાંધી અંદર દાખલ થયો, ને પોતાની ઠરાવેલી જગ્યાએ એટલે તેણીના રૂમની બારી પર કોઈ નહિ જોય તેમ પોતાની સાથે લાવેલું 'ગોલાબ' મુકી ત્યાંથી

ભરાતો છુપાતો ચાલતો થયો, પણ તેને તેણી વ્હાલી બહેનનો ચેહરો જોયો નહિ હતો તેથી તુટેલા જીગરે બાહાર નીકલ્યો, પણ સામેના દરવાજા આગલ તેણીના ઘોડાને ઉભો રહેલો જોઇ તે તુરત ઝાડી તરે સંતાઇ ગીયો, કે જેથી તેણી તેને જોઇ શકે નહિ, એમ પાંચ મીનીટ સુધી તેણી માલી સાથે વાત કરી રહયા પછી અંદર હોલના બારણા તરફ ચાલી ને તેની પછવાંડે હરફેથી સ્ટીવન નીકલી ચાલતો થયો.

તે વખતે લોર્ડ પોતાની બઇરીના રૂમમાં કંઇ કાગળને માટે અગત્યના કામ સર આવી લાગો, તેટલામાં તેની નજર બારી ઉપર પરી ને તેને એક 'ગોલાબ' તેની ઉપર પરેલું જોઇ વ્હેમની નજરથી આગલ ગયો ને તેને ઉંચકીને જોયુ ને પછી પાછુ તેની જગાએ એમનું એમ જેમ ઉતું તેમ મુકી દીધું ને તેની નજર સામેથી આવતી તેની મોહરદાર તરફ પરી ને જોઈ તે પોતાના મનમાં ઘણો વ્હેમાવા લાગો, કારણકે તેણીએ તો તેને કહયું હતું, કે હું તો બાહારથી મારી સાથે લાઉછું, ત્યારે તેણીના આવવાની અગાઉ આ ફુલ કેમ બારી પર આવી પરયું, તે વ્હેમથી વિચાર કરતો ત્યાંજ ઉભો રહયો, પણ ફરી તેની નજર એક શખ્સને પોતાના બંગલાની બાહાર ભરાતો છુપાતો નીકલતો જોયો, પણ ઘણો લાંબે હોવાથી તે તેનું મોહડું જોઇ શકયો નહિ, તેથી તેના મનને વધારે ચટપટ થયા કીધી ને પોતાની બઇરીનેજ પાછું પુછવું કે તેણી તે ફુલ કયાંથી લાવતી

હતી, જો તેણી ગઇ કાલનાંજ જેવું કહે તો એમજ જાણવું કે તેણી કોઇ પરાયા શખ્સ સાથે પ્યારમાં પડી છે તે તેની ઇધાની દાખલ તે શખ્સ કે જે બંગલાના બારણામાંથી પસાર થયો તેજ આવીને મુકી જતો હોવો જોઈએ, તે પછી તેણી પોતાનું પાપ છુપાવવા સારૂ મારા પ્યારને માટે આપુછું, એમ પોતાના સ્ત્રી ચરીત્ર કરે છે એમજ જાણવું, પણ કંઈ નહિ, હું તેણીના કેહવા ઉપર ભરોસો રાખી બેઠો હોઉં તેવોજ દેખાવ દેઉં, ને આવતી કાલે સહવારે એજ ટાઈમે બંગલામાં ભરાઇને ઉભો રેહું, ને જો તે શખ્સ મારા હાથમાં સપડાયો તો તેના બેઉ હાથ ને પગ બાંધી બંગલાની પછવાડે અરધે માઇલને છેટે આવેલી "અલવર" નદીમાં હોમાવી દેઈ, તેને રીબાવીને મારૂં, એવો મક્કમ ઠરાવ પોતાના મન સાથે કરી, તેણી રૂમમાં દાખલ થાય તે અગાઉ લોર્ડ ત્યાંથી નીકલી લાઇબ્રેરીમાં જઈને જાને કસામાં નહિ હોય તેવું ઢોલ ગાલતો આરામ ચેર પર બેસી લંડન ટાઈમસ જે તરતનુંજ આવેલું હતું તે વાંચવા બેઠો.

થોડીજ પલમાં તેણી પોતાના હોલમાં જઈ પુગી ને રોજના ધારા મુજબ ડરેસ બદલી બારી આગલ પુલ લેવા ગેઈ, કે લોર્ડ તેણીના બારણા પછવાડેથી કલમાંથી છુપાઈને તેણીના ચાલા તપાસ્તો ઉભો. જેવું તેણીએ પુલ પોતાના નાજુક હાથમાં ધરયું ને તેને પુલનો અત્યંત શોખ હોવાથી તે ગોલાબને પોતાની છાતીમાં પ્યારથી દાબ્યું ને તેને ચુંબન

કરી પુલાવર વાઝમાં મુકયું, તે જોઇ લોર્ડ જે વ્હેમી આદમી ઉભો તે તેણીના આવા ચાલા જોઈ વધારે હદ બાહાર વ્હેમમાં પડયો ને હલ્લુંથી બારણું થોકયું.

બારણું થોકવાનો અવાજ આવવાથી લેડી લીઝી તે દરવાજા આગળ જઇ બારણુ ખોલ્યું ને પોતાના ધણીને ઉંબર ઉપર ઉભેલો જોઈ તેના ખંભાં પર હાથ નાખી વ્હાલથી તેના હોઠ પર કીસી કીધી. ને તેને અંદર લઈ આવી.

પણ લોર્ડ રોજ કરતાં આજે જરા કુરેલા જેવો દેખાતો હતો ને તેણીના પ્યારને તુચ્છ ગણી રોજની મીસાલ માયા ને મમતાજથી વાત નહિ કરતો, ને પુછે તેનોજ જવાબ આપતો; એક સોફા ઉપર માથે હાથ દઈ અધેલાઈને બેઠો.

તેણીએ પોતાના ભરથારને જયારે રોજની માફક ખુશાલ નહિ જોયો ને દલગીર ચહેરો માલમ પડીયો, ત્યારે તેણી તેના પાસામાં હેતથી ભરાઈને બેઠી ને બોલી "વ્હાલા આજે તમે કંઈ ઘણા ઉદાસ લાગોચ, શું છે, તમારી તબીયત તો ઠીક છે કેની?"

લોર્ડને કંઇબી અરાવાનું બાહનું નહિ હતું, પણ તેણીના બોલવાથી તે તેજ થસાથી બોલ્યો. "હા મારી તબીયત આજે જરા મને ઠીક નથી લાગતી."

તેણી તુરત ત્યાંથી ઉઠી પુલાવર વાઝમાંથી તેજ પુલ કાઢી લાવી તેના હાથમાં આપતાં બોલી. "લેવ લવ આય

ફુલ, એનો વાસ લેવ કે જીવને શાંત થાય."

જો કે લોર્ડને તે પુલ હાથમાં પકરવા પણ નહિ ગમતું હતું, પણ નાચારીએ તેને હાથમાં લીધું કારણકે તે પોતાનો વ્હેમી જુસ્સો જ્યાં સુધી આશક તેણીનો પકરાય નહિ ત્યાં સુધી દબાવી રાખવાની ઇચ્છાથી તે પુલ તેને હાથમાં ધરી રોજની કાની તેને સુંગીને ચુમી કીધી ને બોલ્યો. "મને આવા ફુલ ઘણાજ ગમેચ, તું રોજ મારે માટે લઇ આવશેની?" એવા વિચારથી પ્રીતુર કરતાં પુછયું કે જેથી તેણી તેનો શું જવાબ આપેચ, તેનો બરોબર વિચ્યાર કરી પછીજ મારો વ્હેમ ખરો યા જુઠો ધારૂં.

તેણીને આવો સવાલ ઘણોજ ભારી પરી ગયો, કારણકે તેણી જાણતી નહિ હતી કે કયે દીવસે આય ભેદી 'ફુલ' બંધ થઇ જશે તેથી તેણી તોલ્લો મારતાં બોલી. "વ્હાલા જ્યારે મને મલશે ત્યારે હું જરૂરજ લઈ આવશ." એટલું બોલી ત્યાંથી ઉઠીને ફુલને પાછું પુલાવર વાઝમાં મુકયું ને રોજના તાઈમસર બેઉ જણા નાસ્તાપર વખત થયલો હોવાથી ગયા, ત્યાંથી આવવા બાદ તેણી પોતાના રૂમમાં આવી ને લોર્ડને બાહાર ફ્રેન્ડ સાથે એપોઇન્ટમેન્ટ હોવાથી ડરેસ કરી અરધા કલાકમાં બાહાર પડયો.

એમ કરતાં સાંજ પડી, પછી રાત થઇ ને રાત્રીના દશ વાગતે ખાનું લીધા પછી પોતપોતાને બીછાને ગયા, તે વખતે લીઝી પોતાની રોજની ઉંઘમાં પડી, પણ તેનો ભરથાર તો

એક મીનીટ પણ ઉંઘાયો નહિ. તે તેના મનમાં બની ગીયેલાં સહવારના બનાવથી તે બીચારો તદન પોતાની ઉંઘ તેમજ ભુખ એ બેઉ સાથેજ ખોઇ બેઠો હતો. રાતના બાર થયા એક થયો, બે વાગા, પણ તેને ઉંઘનો એક પણ ઝોંકો લાગો નહિ, પણ સારા નસીબે સાડાત્રણ વાગે તેને ઉંઘ આવી, પણ તેની ઉપર પણ ઉંઘે ગલબો કીધો ને તે સ્વપનામાં પરચો, ને તેને ઉંઘમાં મોટેથી બોલવાની આદત હોવાથી બોલ્યો. "શું મારી બઇરી કોઇ બીજા સાથે પ્યારમાં પડી, યા તો કોઇ શખ્સે તેને તેમ થવાની ફરજ પાડી,—જો તેમ હોય તો કાંય નહિ એક મેકને મળે, ને છુપાઇને શા માટે ફુલ મુકે, નહિ તેમ નહિ હોય, હા, હા, કંઇબી તેવું હોવું જોઇએ તોજ મારી બઇરી મને ફુલ આપતી વખતે જુઠું બોલી, જો તેમ નહિ હોય તો તેણી કોઇ દીવસ નહિ જુઠું બોલતી હુતી ને આજેજ મને શા માટે બનાવ્યો, પણ પેલો ફુલ મુકનાર શખ્સ કોણ હશે? કોણ?" હજુન આગળ બોલે તેટલામાં તેની આંખ ઉઘડી ગેઇ ત્યારે ઘડીઆળમાં સાડા પાંચનો તકોરો પડયો હુતો.

જયારે તેને સ્વપનો જોયો ને મોટેથી બોલ્યો, ત્યારે તેની લૅડી લીઝી બાજુના ગાછાના પર સુતી હુતી, પણ તેણીએ તેના બોલવાનો કંઇબી અવાજ સમજ્યો નહિ હુતો, કારણકે તેણીની ઉંઘ ઘણીજ ખરાબ હુતી, ને જેવી તે સુતી કે પછીની પનદર મીનીટ થયા પછી તે આય ધરતી પર હોયજ નહિ

તેવી રીતે ભર ઉંઘમાં પડતી, એટલે તેની ઉંઘમાં બોલાતા શું બોલો હતા તે જાને તેણીની બલા.

જ્યારે લોર્ડ લોરેન્સ પાછલી રાતના સ્વપનામાંથી જાગી ઉઠયો ત્યારે સાડાપાંચનો તાઈમ હોવાથી તે પાછો પઠારી પર સુતો હતો નહિ, ને તેના બદલામાં ઈઝીચર પર અરેતાઈ સીગાર ફુંકવા લાગો ને સહુવારના આંઠ થવાની ઇન્તેજારીમાં સીગાર ફુકતો ફુકતો મોહુનામાં સીગાર પકડીનેજ ઉંઘઈ ગીયો. આગલી રાંત ઉંઘ નહિ આવેલી હોવાથી સહુવારના પોહુરની પવનની થંડી લેહકીથી તે તુરતજ ઉંઘમાં પડયો.

## પ્રકરણ ૪ થું.

બીજી સહુવારે લોર્ડ લોરેન્સ હંમેશના સરેસ્તા પ્રમાણે સાડાસાત વાગે ઉઠયો ને નાહી ધોઈ પોતાની લાયબ્રરીમાં ગયો, તે વખતે આંઠ વાગ્યા હતાં, એટલે તેની મોહુરદાર લેડી લીઝી હંમેશના ઠરાવેલા ટાઇમ પ્રમાણે આજે પણ રાઈડીંગે નીકલી ગઈ હતી. જેવો લોર્ડ લાયબ્રરીમાં જઈ એક ટેબલ પાસે પોતાની જગા લીધી ને ફ્રેન્ડોના તેમજ કામકાજના

૪ સેંત્રલ કમરસ્યલ કૉલેજ કોટ ઘુંબાખાના સામે.

કાગલો વાંચવા બેઠો એવાં દરેક કાગળો વાંચતો હતો, પણ તે બધા કાગજમાંથી છેલ્લુ કાગજ તેના કોન્ફરન્સના સેકન્ડ પ્રમુખનું હતું, ને તે તેણે આજ રોજે સાંજના સાડાપાંચને અમલે પોતાને બંગલે ચોકસ કારણુસર બોલાવ્યો હતો. તે કાગજ વાંચી પોતાના બેઉ હાથની કોણી ટેબલ પર ટેકવી પોતાની બેઉ હથેલીઓએ માથું પકરી વીચારમાં બેઠો, ને બરગરીયો. "શું કામ આજ મને અરજન્ટલી મારો સેકન્ડ પ્રમુખ લોર્ડ થોમ્સતન શાને માટે બોલાવતો હશે, કોઈબી દીવસ તેનું કાગજ મારે ત્યાં આવ્યું ન હતુ, ને આજે એકાએક કેમ લખ્યું, શું તે કંઈ નવું કામ કરવા ઈચ્છતો હશે?" એવાં દોરએક ડજન આઈડીયા પોતાના મનમાંથી પસાર થઇ ગીયા ને વીચારમાંજ એમ બેસી રહયો તેટલાંમાં સાડાઆંઠનો તકોરો સમજ્યો ને તે એકદમ ચોંકી ઉઠયો, કારણકે તેને આજે પોતાની મોહોરદારને ફુલ આપનાર શખ્સ કોણ હતો તેની તપાસ કરનાર હતો. તેથી તે એકદમ છલાંગ મારી ઉઠયો ને બાગમાં ગયો, પણ સારા નશીબે તે શખ્સ હજુર અંદર દાખલ થયો હતો નહિ, પણ તેના બદલામાં તેની ધણીયાણી તેણીના રૂમમાં દરેસ બદલતી હતી. તેવો મામલો જોઈ લોર્ડ લોરેન્સ એક ઝાડના ઓથામાં ભરાઇને ઉભો.

કે તુરત તેણી પોતાના હૅાલની બારી આગળ હંમેશના મલતાં ફુલને લેવા સારૂ રોજ ખુશાલ જીવે આવતી હતી

તેમજ આવી. એ બધો મામલો ઝારની પછવારે ભરાઇને ઉભો રહેનાર તેનો ધણી તેણીની દરેક હીલચાલ તપાસતો હતો, પણ ફુલ બારીની ઉપર નહિ મુકાયલું જોઇ દલગીર થઇને નીચે જોયું કે કાય નહિ પવનનો સપાટો લાગવાથી તે નીચે પરયું હોય પણ તેણી ઉમેદ નીષફલ ગઈ ને અતી ઘણા દીલગીર ચહેરે આકાશ તરફ એક મીઠી નજર નાંખી ગમનો એક દમ ખેંચી પોતાના રૂમમાં ચાલી ગઈ.

સહુવારના નવનો તાઇમ થયો હતો. પણ હુજુન સ્ટીવને રોજની કાની પોતાનું કામ બજાવ્યું નહિ હતું, કારણકે જેમ એ રોજ ઘોડાપર સ્વાર થઈને આવતો હતો તેમ તે આજે તેને ઘોડો મલી શકયો નહી હોવાથી તેને પગે ચાલતું આવવું પડયું હતું કરીને તે લેટ થયો હતો.

બુઢ્ઢો જોન ઘોડાવાલો તેનો ખાસ ફ્રેન્ડ થતો હતો એમજ કેહવની કે તે સ્ટીવનને પોતાના દીકરા મીસાલ ગણતો હતો, પણ આજે તેને ઘોડો સહવારે નહિ આપ્યો, કારણકે બુઢ્ઢો ચેતી ગયો હતો, કે એ આવું નાદાન્યત પગલું ભરેચ તેનો અટકાવ કરવા સારૂં તેને નહિ આપ્યો હતો, કે જેથી ઘોડો નહિ મલવાથી તે જવાન છોકરો તેમ કરતાં અટકે.

પણ સ્ટીવન તો બીચારો પોતાની બહેનના પ્યારની ઇધાની દાખલ ફુલ તેને આપવામાં દીવાનો થઇ ગયો હતો,

જેટલો તે તેણી બહેનની કબર ઉપર ફુલ નાખતો, તેના કરતાં હબલ વ્હાલ ને પ્યારથી તે, તે જીવતા બહેનના આકારને માટે તકલીફ ઉઠાવતો.

તેને રોજની માફક ઘોડો નહિ મલવાથી તે બુઢ્ઢા જોન સાથે રૂસાઈને ત્યાંથી પગ રસ્તે ચાલતો નીકલ્યો હતો, ને તેથીજ તેને "લીઝી હોલ" આગળ આવતાં સવાનવ થઇ ગયા હતા. જ્યારે તે બંગલા આગલ આવી પુગ્યો ત્યારે રોજ કરતાં દરવાજો આખો ઉંગારેલો તેની નજરે પડયો, તેથી તે ત્યાંજ વિચાર કરતો થોભ્યો પણ તેને તો તે કામ કંઇબી મુસીબતે કરવુંજ જોઇએ તેમ હતું. તે યાહોમ આગળ ધસ્યો, ને જેમ છુપાઇને જતો હતો તેમ બારી આગળ ભરાતો ભરાતો આવી પુગ્યો.

તે વખતે લોર્ડ લોરેન્સ તેની પછવારેજ ચાલ્યા કરતો હતો, પણ તેના ફસવાના નશીબ તેથી તેને આજુબાજુ કાંઇ દેખાયુંજ નહિ. ને બારી ઉપર હાથ લાંબો કરી ફુલ મુકયું કે પછવારે તેના બરડાને લગોલગ લોર્ડ લોરેન્સ જઇને ઉભો, ને જેવો સ્ટીવન પોતાનું કામ કરી રહયા પછી વલવા સારૂ હટયો, કે લોર્ડનો ધકકો લાગવાથી તે એકદમ પુતલાં જેવો થઇ ગયો. તેને પુતલાં જેવો થંબ થઇ ગયેલો જોઈ લોર્ડ લોરેન્સે તેને ગલચીમાંથી પકડી એક વિકરાળ વાઘની માફક દોરા કારતો ને દાંત કચકચાવતો તેને બારીથી દુર લઈ આયો ને કંઈ પણ તેને બોલ્યા વગર નોકરને હાંક મારયો,

તેના ધણીનો અવાજ સમજી તેણી કે જે પોતાના રૂમમાંજ બેસીને તાઇમ્સ વાંચતી હતી તે ઉઠીને બારી આગળ આવી, ને તેણીની નજરે તેજ ફુલ પાછું પડયું, તે ઝડપથી ઉચકી લઇ છાતીમા દાબી કીસી કરવા જતી હતી, તેટલાં તેની નજરે પોતાના ધણીને એક નવજુવાન છોકરાને ગરદનમાંથી પકડેલો જોઇ તે એકદમ જીવ લઇને બારણા ભણી થઇ એક મીનીટમાં તે લોકોની પાસે આવી ઉભી, ને પોતાના ધણીને પુછવા લાગી. "એ કોણ છે?"

વીકાળ વાઘ જેવો બની ગયેલો લોર્ડ લોરેન્સ તેણીની તરફ વ્હેમની નજરથી જોઇ ગુસ્સામાંજ બોલ્યો કે. "આય તારા ફુલનો હદીઓ કે." એમ બોલી તે બીચારા નીરદોષને ગરદનમાંથી દાબીને હલાવી નાખ્યો. ગરીબ બીચારો સ્ટીવન તેનું નસીબ આજે ચોંગડીયામાં બેહું હતું, તે બીચારો એક પણ શબ્દ બોલી શકયો નહિ, પણ જેવી તેણી પોતાના ધણી પાસે આવીને ઉભી, ત્યારે તેણીના પગ આગળ ગુથન્યે પડી તેનો ગવન પકડી બેસી રહયો.

તેણી પોતાના ધણીના કોઇબી દીવસ કડવા ને વ્હેમી સખુન નહિ સમજયા હતા ને આજે સમજી તેણી પણ હવે જેવી પહેલે ઉતી તેવી રહી હતી નહિ, તેણી પણ લાલચોળ થઇ બોલી "મને શું કેહવો છો? હું તો એને ઓરખતીબા નથી." એટલું બોલી તેની ભણી જોઇ દીલમાં દયા લાવી બોલી, "પણ એને આવો સજ્જડ રીતે શું કામ પકડયોચ?"

"ચુપ રહે, ઓ બેવફા ઓરત." લોર્ડ તેણીનો હાથ પછાડી નાખી ગુસ્સાથી બોલ્યો.

"બેવફા ઓરત."

"હા બેવફા ઓરત,"

"ખામોસ રહો. તમારે જાણ્યા જોયા વગર સ્ત્રી જાતને બદનામ ના કરો," તેણી એકદમ નેણ ફેરવી બોલી.

તેણીને એકદમ ગુસ્સે થયેલી જોઈ લોર્ડ થંડો થઇ ગયો ને બોલ્યો.

"શું તું એને ઓળખતીજ નથી."

"નહિ કદી નહિ," મેં એને મારી જીંદગીમાં પણ જોયો નથી."

"તેં નથી જોયો? ત્યારે મારી આગળ રોજ ફુલ આપતી વખતે મને ઠગતી કાંય હતી?"

"તે એટલાજ માટે કે એ ફુલ મુકનાર શખ્સને હું ઓળખતી નહિ હતી, એટલે મારે એમ બોલવું પડયું."

"હવે તો તેં એને તારા "યાર," તરીકે ઓરખ્યો?" લોર્ડને વ્હેમ વધારે જવાથી ગુસ્સે થઇ તેને કમ્મરમાં પગનું ગુથણ મારતો બોલ્યો.

ગરીબ બીચારો સ્ટીવન બહેનના પ્યારમાં બંનધેવીની લાતનો ભોગ થઇ પડયો હતો, તે બીચારો રડતી આંખે

બોલ્યો, "મારી વ્હાલી બહેન મને બચાવી લે."

એટલું બોલી તેણીના ગવનને કીસ કીધી.

દયાળુ લીઝીને તેના આવા માયા ભરેલા શબ્દો સમજી તેણીની આંખમાં નવધાર આસું આયા ને વાંકી વળી તેનો હાથ પકડી ઉઠારતાં બોલી "ઉઠ વ્હાલા ભાઈ ઉઠ."

બહેન ને ભાઈ કહી પોતાના વાંકમાંથી છુટા થવા માગેચ એમ ધારી લોર્ડ વધારે શકમંદ થઈ વ્હેમી શબ્દોમાં બોલ્યો "ભાઈ? ભઇ કોણનો એમ કેહકે તારો વ્હાલો "યાર" છે."

તેણીના નામને લાગેલા દાગથી તેણી કંઇ પણ જવાબ આપ્યા વગર ગુપચુપ તેની સામેથી મોનું મરડી રડતી આંખે ઉભી, એટલામાં બે નોકર લોર્ડની પાસે આવી ઉભા.

નોકરોને આવેલા જોઈ લોર્ડ બોલ્યો "લેવ આય બદ-માસને એના હાથ પગ બાંધી આપણા બંગલાની પછવાડેની "અલવર નદીમાં તરતો છોડી દેવ." આટલું બોલી સ્ટીવનને લાત મારીને ઉઠારીયો ને નોકરોને હવાલે કીધો.

આવો ઘાતકી હુકમ સમજી લીઝીથી થોભાયું નહિ ને તેણી પોતાના ધણીની ગરદન આસપાસ હાથ નાખી બોલી, "વ્હાલા એ બીચારા નીરદોસને ના દુઃખ દેવ."

સ્ટીવનને પાછો ગરદનમાંથી પકડી લોર્ડ બોલ્યો "એ નીરદોષ છે."

ગરીબ બચારો સ્ટીવન કે જે તદ્દન આવો મામલો જોઇ સદનતર ગભરાઇ ગયો હતો તે બોલ્યો. "હા, હા, હું ખુદાને ઘેર સુધીનો નીરદોષ છેઉ."

"ચુપ કર તારી ગંધીલી ઝબાન, ઓ બદકાર બદમાસ," લોર્ડ તેને તમાચો મારતાં ગુસ્સાથી બોલ્યો.

આવો ઘાતકી જુલમ વરસતો જોઇ તેણી નોકરો તરફ દોરા કકરાવીને બોલી. "છોરી દેવ એને" એમ બોલી સ્ટીવનને છોરવા તેની નજદીક ગેઇ, કે લોર્ડે તેણીનો હાથ પકડી આંચકો મારયો, ને ભીંતની સાથે તેણીને અફાલી નાખી.

લીઝી બીચારી નાજુક હોવાને સબબે તેણીની છાતીમાં સજ્જડ થબકારો લાગવાથી ત્યાંજ બેસુદ્ધ જેવી થઇ ગેઇ ને લોથ પોથ થઇ વરંડાને પકડી ઉભી રહી. તે જોઇ લોર્ડ લોરેન્સના દીલમાં જરા પણ દયા આવી નહિ, ને ફરી નોકરોને હુકમ કીધો, કે, હમણા ને હમણા એને નદીમાં બાંધી રૂધી ફેંકી દેવ.

એટલું બોલી ત્યાંથી તેણી મોહરદારને બેસુદ્ધ હાલતમાંજ ઉંચકી પોતાના રૂમમાં લઈ ગયો.

તે અરસામાં નોકરો તેને દોરડાં વતી બાંધી હાથમાં ઉંચકી ને લઇ ગીયા, જો કે તે લોકો તેને છોરી પણ દેતે, પણ પોતાના શેઠના મીજાસને ઓળખતાં હોવાથી, તેમજ નદી બંગલાની બારીમાંથી દેખાતી હોવાથી, નાચારીએ તે

લોકને તેમ કરવું પડયું હતું, જો તેમ નહિ કરે તો તે લોકનો જીવ જીવતો બચે તેવી આશા નહિ હોવાથી તેને ઉંચકી નદી તરફ લઈ ગીયા ને પાણીમાં હોમાવી દીધો.

આવું કરપીણ કામ કીધેલું હોવાથી સરકારમાં તેની માટેનો જવાબ આપવો પડશે, તેની લોર્ડને જરાપણ દરકાર હતી નહિ. કારણકે તે સરકારમાં લાગવગ ધરાવતો હતો, ને ઘણા ખરા મેજીસ્ટ્રેટો એનીજ તરફેનમાં હતા. કારણકે તેના પાસે પુરકલ દોલત હોવાથી મહીનામાં ૪ વખત તો પારટીએ બોલાવતો તેમજ વાર તેહવારે તે લોકને ત્યાં પ્રેઝંન્ટો ઘની ઉંચી મોકલતો એટલે તેને આય કામ કંઈ ભારી લાગ્યું નહિ, તેમજ તેને કીધેલા કામ માટેની ફીકર રહી નહિ.

નીરદોષ બીચારા સ્ટીવનને જ્યારે નદીમાં ફેંકી દીધો ત્યારે તેના હાથ પગ બાંધેલાં હોવાથી તે તરી શકયો નહિ, પણ પાણી એમથી તેમ ને તેમથી એમ હાલતું હોવાથી ઘણે અધ વચ્ચે જઇ પુગો તે વખતે સાડા અગીયાર થયા હતા. ને પેટ પુરતું પાણી પીધું હતું, એટલે હવે થોડીજ મીનીટમાં જીવ જવાની અણી ઉપર હતો, પણ તેના સારા નસીબે એક ગ્રહસ્થ કે જે કોઇજ ;નહિ, પણ તેજ એનો બુદ્ધો ફ્રેન્ડ જોન હતો કે જે નદીના કીનારા આગળ ફરતો ફરતો આવી પુગ્યો હતો, તેને તે નદીની વચમાં માણુસ જેવો આકાર જોવાથી તે એકદમ ઘોડાપરથી ઉતરીયો ને પોતાની પાસે "દુરબીન" હોવાથી જોયું તો તેની અજાય-

ખીનો પાર રહયો નહિ.

તે એક અચ્છો તરનાર હોવાથી પોતાના કપરાં ખુત કાઢી નાખી નદીમાં ઉતરી થોડીજ સેકન્ડમાં તેની પાસે જઇ પુગ્યો, ને દોરડું છોરી નાખી, ને તેને મોકળો કીધો, પણ બીચારો સ્ટીવન થાકી ગયેલો, તેમજ પાણી તેના પેટમાં ઘણું ગયેલું હોવાથી ભાન ભુલો થઇ ગીયો હતો, એટલે તરી શકયો નહિ.

જયારે બુઢ્ઢા જોને જોયું કે તેનું પેટ પાણી પીવાથી મોટું થઈ ગીયું છ. ને થોરા વખતમાં પ્રાણ છોડી દેશે એમ ધારી, પોતાની પીઠ ઉપર સુવારયો ને એક હાથે પકડી, બીજે હાથે તરતો તરતો કીનારે આયો, ને સ્ટીવનને પગમાંથી પકડી ઉચે ઉચકયો કે જેથી તેને પીધેલું પાણી બાહાર કાઢી નાખે, જેવો તેને ઉંધો ઉંચકયો કે સ્ટીવને પાણી પોતાના મોહમાંથી એક વાસણ ભરાઇ જાય તેટલું કારી પેટ ખાલી કીધું. પણ તેનો દમ ગુંગરાતો હોવાથી, તે કશું બોલી શકયો નહિ, ને લોથપોથ થઇને જમીનપર પડયો. આવો દુ:ખદાયક દેખાવ જોઈ જોન પોતાના મન સાથ બરબરયો ને બે હાથ જોરી ખોદાય પાસે દુવા માંગતો બોલ્યો "ઓ ખોદા તું આય ગરીબનો બેલી થજે." એટલું બોલી પોતાના ઘોડાપર ઉંચકીને બેસાડીયો, ને પોતે પણ સ્વાર થઇ હલ્લું હલ્લું સ્ટીવનના ઘેર તરફ ચાલ્યો. તે વખતે બારનો ટાઈમ થયો હતો.

જયારે તે ઘોડાપર બેસી ઘર તરફ રવાના થયો તે અર-

સામાં લેડી લીઝી પણ પોતાની બેસુદ્ધી હાલતમાંથી હુશ્યાર થતી હતી, ને તેનો વર લોર્ડ લોરેન્સ તેણીની બાજુમાંજ બેસી રહયો હતો.

લેડી લીઝી પોતાની બેસુદ્ધી હાલતમાંજ બોલી, "જેને મને બહેનના પ્યારથી ગણી તેના આવા હાલ થયા. હું કહાં છેઉ?"

તેણીનો હાથ પકડી બીજો હાથ તેણીના કપાળપર મુકી લોર્ડે વધાર્યું, "તું તારા હોલમાંજ છે."

"મારો ભાઈ કહાં છે?"

"જે હુમણા પાછો આવશે" તેણીને ધીરજ આપતાં બનાવતથી લોર્ડ બોલ્યો, હવે તેની પક્કી ખાતરી થઈ હતી, કે તે કુલ લાવનાર ધણી તેણીને બહેન કરીનેજ ગણુતો હતો. પણ વ્હેમની નજરે તેને પહેલે માલમ પડયું નહિ, પણ જ્યારે તેણીના બેસુદ્ધી હાલતના બોલ ખરા લાગા ત્યારે તેનો વ્હેમ દુર થયો, ને પોતાને માથે એક ખુની બોજ ઉચકી લીધું હતું તે માટે ખરેજ દલગીર થયો, ને તુરત પોતાના નોકરોને બોલાવી તેની તપાસ માટે જઇ તેને બાહાર કાઢી લઈ આવવા સારૂ નદી પર મોકલ્યાં.

થોરા વખત પછી તેણી સારી થઇને પોતાની પાસે પોતાના ભરથારને બેઠેલો જોઈ બોલી. "મારો ભઇ કયાં છે?"

તેણીને ધીરજ આપતાં બોલ્યો "મેં નોકરોને મોક-

હ્યાચ ને તે હમણા આવશે." એટલું બોલી ગરમ ગરમ ચાહ તેણીને પાઇ કે જેથી તેણીને જરા હુશીયારી આવે. તેણીએ પ્યાલું પોતાના હાથમાં ધરીયું ને ચાચ પીવા લાગી, એટલામાં બેઉ નોકરો અંદર દાખલ થયાં, ને સ્ટીવનને નદીમાં નહિ જોયલો જાણી તેના ડુબી જવાની ખબર કીધી, જેવી તેણીએ પોતાના ભાઇને મુવેલો જાન્યો ત્યારે એકાએક ચીસ પાડી પ્યાલું હાથમાંથી છોડી દીધું, ને ગમનો ઝોંકો ખાઈ સુઈ ગેઇ, એવો બનાવ જોઇ લોર્ડે ડૉકટર ઉપર ટેલીફોન કીધો, ને ત્યાં તેને આવવા ફરમાવ્યું, થોરા વખતમાં ડૉકટર ત્યાં આવી પુગો ને તેણીને હોશીઆર કીધી, તે દીવસથી માટી બેચરનાં પ્યારમાં એક ગાંઠ લાગુ પડયો. ને તે બેઉ જણા એક બેકથી પહેલે કરતાં સાધારણ રીતે વરતાં, ને લેડી લીઝી બીચારીએ તેણીના ભાઇની ગમગીનીમાં દહાડો પસાર કીધો, ને રાતનું ખાનું ખાયા વગર બીછાને સુઇ ગેઈ.



## પ્રકરણ ૫ મું.

તે અરસામાં જોન પોતાના ઘોડા ઉપર સ્ટીવનને બેસુદ્ધ હાલતમાં સુવારી તેના ઘર તરફ ઘોડાને આહસ્તે આહસ્તે ચલાવતો ચાલ્યો, ત્યારે તેણી બુઝરોગ માતા તેમજ તેની બહેન એલીસ તેના ભાઈને હમેશ કરતાં મોડું થયલો જાની તેની આવવાની રાહ જોતાં બાહાર આંગણાંમાં આવી ઉભાં, તે વખતે તેણી માતાના આંખમાં આંસુની નવધાર વેહતી હતી ને તેણીના દીલમાં ખતકોજ થયા કરતો હતો, કે કોઈ દીવસ નહી ને આજેજ તેનો દીકરો ઘણોજ લેટ થયો હતો, તે કંઈબી બુરો બનાવ થયા વગર તે મોડો આવે નહિ, તેણીની દીકરી એલીસ કે જે ધીરજવંતી ને સબુરીવાલી હતી, તે બોલી "મારી વ્હાલી માતા તું એમ રડીબરીને શું કરશે, ભાઈને આવવા દે ને તેની ખબર જાણવા દે ને પછી રડબર," તેણી પોતાની વ્હાલી માતાંના આંસુ નુંછતાં બોલી.

"દીકરી મારી વ્હાલી દીકરી, તું જાણેચ કે મારો વ્હાલો દીકરો એક મીનીટબી ઘેરે આવતાં અવવારૂં કરેચ તો મારો

---

૫ દીલરૂબા હારમોન્યમ વીગેરે કોઈબી વાજીંત્રના ટયુશન માટે માસ્તર મીનો ઉડવાડયાને "ફોર્ટ મ્યુઝીક કલાસ" કોટ બુંબાખાના સામે લખો.

જીવ કેવો બરીને ખાખરાખ થઈ જાયચ તે.

"હા. માય હુ જાણુંછું, પણ નકામા આંખ પાણી ના કરો, મરદની મટોડી છે, બાહાર જાય ને ઓચીંતું કામ નીકલી આવે યા તો કોઈ દોસ્ત આસ્નાઓ મલી જાય ને વાતચીત કરતાં કોઇ દીસ નહિ ધારેલું મોડુંબી થાય, કાહાં એ છોકરી છે જે તેણીની વાત."

તેણી બુઝરોગ માતા તેણીનું માથું છાતીમાં દાબતી બોલી. "દીકરી તારૂં બોલવું ખરૂં છે, પણ તું જાણેચ કે તમો બે સીવાય મારૂં બીજુ કોણુ છે, તારો બાપ તો મરણ પામ્યો એટલે હવે હું તમો બે સીવાય કોણુની ઉપર આશા રાખું, હું કંઈ તેની મટરાઈ માય નથી કે મને ફીકર ચીંતા નહિ રહે, જેમ મટરાઈ માય પોતાના કરી લીધેલા દીકરાને જેમ વાપર વબાતો નાખેચ, તેમ હું કેમ કરી કરી શકું, મારો તો એ પેટનો ચમટો છે, એટલે તે કરતાં મને તો વધારે લાગે."

"હા, માય લાગે, પણ જો મારી દયાળુ માતા તું જરા શાંત થા ને આટલો વખત હીમ્મતથી કારયો તો હજુન વધારે થોરો વખત તેમ કાર."

"નહિ, નહિ, જેટલો વખત પેહલો ગીયો, તેટલી હમના મીનીટબી જવી મારે મનથી મુશ્કેલ છે, જો મારો બ્હાલો એક પુરો દીકરો હમણા અરધા કલાકમાં નહિ આવશે તો હું તેની શોધમાં નીકલશ, મારૂં મન આજે શાંત રેહતુંજ

નથી, ને મને હુગાઇ થાયચ્ય કે દુશમનના જીવને કંઈબી હાની થયેલી છે."

"માય, માય, એવો વિચાર તારા મગજમાંથી કારી નાખ, મારો વ્હાલો જીભરાયો ભાઈ ઓય હસ્તો રમતો આવતો હોશે," તેટલું બોલી તેણી માતાને છાતીમાં દાબીને કપાલ પર એક માયા ભરેલી હેતથી કીસી કીધી, ને સામે જોયું તો તેની નજરે ઘોડા ઉપર સવાર થઈને આવતો જોયો, તેથી તેણી છાતીમાંથી માતાનું મોહડું કારી ખુશીથી તેણીને ધીરજ આપતી બોલી, "ઉઠ માતા ઉઠ, લે મારો વ્હાલો ભાઈ આવી લાગો."

પોતાના દીકરાને સહિસલામત આવેલો જાણી ખુશીથી તેણીની દીકરીની છાતીમાંથી માથું ખસાડી લેઈ હરખથી બોલી, "ભલે આયો મારો દીકરો," એટલું બોલી તેણી આવતાં ઘોડે સ્વાર તરફ ટીકીને જોવા લાગી, પણ તેણીની ચંચલ આંખે ઘોડા પર સવાર થનાર શખ્સ હતો તે જોઇ શકી હતી, કારણકે તે પોતાના દીકરાની ચાલ જાનતી હતી, તેના દીકરાને ઘોડા ઉપર નહિ જોવાથી અચરત થઈ બુમ મારી બોલી. "અરે એ તો પેલો જોન, ઘોડા ભારે ફેરવેચ તે છે."

એલીસે તે ઘોડે સવારને બરોબર રીતે નીહાલી બોલી, "હા, હા માતા તેજ છે, પણ જો જો તેની બાજુમાં કોઇ શખ્સને સુવાડેલો છે," એટલું બોલતાં તેણી માતાને આંગળી કરી દેખારી.

તેણી માતા પોતાની ખુઝરોગ આંખે તે સુતેલા શખ્સને જોઈ શકી ને દલગીર થતાં બોલી, "ઓ ખુદા રખેને મારો દીકરોજ હોય." એમ બોલી એલીસને પાસામાં દાબતી બોલી, એલીસે તેણીને તુલ ઉપર બેસાડીને તે આવતા ઘોડેસવાર તરફ દોડી, પણ તેણી જઇ પુગે તેટલાંમાં તે ઘોડેસવાર કે જે જોનજ હતો, તે તેણીની આગળ આવી ઉભો ને પોતાના ઘોડા ઉપરથી ઉતરતાં બોલ્યો "આ રહ્યો તમારો ભાઈ."

પોતાના ભાઇને સુદ્ધી વગરનો જોઈ જોન તરફ ફરીને રડતી આંખે બોલી. "એ તો બેભાન હાલતમાં છે."

"હા, બાનું એમજ છે" તે બુઢ્ઢો જોન દલગીર સાહુદે બોલ્યો, ને તેને ઘોડા ઉપરથી સ્ટીવનને ઉંચકી અંદરના રૂમમાં લઈ ગીયો ને એક નેતરના સોફા કૉચ પર સુવાડયો.

પોતાના દીકરાને આવી માઠી હાલતમાં જોઇ તેણી પણ હેરનફાળ થઇ ગેઈ ને બેટ હાલતમાં પોતાના દીકરા તરફ ગેઈ ને તેણું માથું પોતાના ખોલામાં મુકતાં બોલી, "ઓ દીકરા આય તારા શું હાલ."

ગરીબ બીચારો સ્ટીવન બેભાન હાલતમાં પડેલો હોવાથી તે કયાં આયો હુતો ને તેને કોણ લાયુ હતું, ને તેની આગળ કોણ બેઠું હતું તેમજ કોણ બોલતું હતું, તે કશુએ જોઇ તેમજ જાણી શકયો નહિ ને તેજ હાલતમાં પડી રહયો.

તેણીની બહેન તેણીનાં માયનાં પગ આગળ બેસી જઇ,

પોતાના ભાઇના કપાલ પર કીસ કરતાં રડતી આંખે બોલી. "માય, માય, એ તો તદન લેવાઇ ગીયોચ, એની તો સુદ્ધીજ નથી."

"ઓ ખુદા મારા નાવારેસનો તું નીગેબાન થા." તેણી માતા પોતાના બેઉ હાથ આકાશ તરફ ઉચાં કરી પરવરદેગારની મદદ માગતી રડતી આંખે બોલી, ને પોતાના દીકરા તરફ ભાન ભુલી હાલતમાં જોયાં કીધું, એમ થોડી વાર ચુપકીદી થઇ.

ને જોને પોતાનું બોલવાનું શરૂ કીધું. "મારી દયાળુ બાનું, હું કેહવાને અત્યંત દલગીર છું, કે જયારે મારો ઘોડો દોડાવતો "અલવર" નદીના કીનારા આગળથી પસાર થતો હતો, ત્યારે મેં એક સખ્સને દોરડાં વટેથી તેના હાથ પગ બાંધેલા જોયા, તેથી હું તેને બનચાવા સારૂ તરતો તરતો તેની તરફ ગયો ને જોઉંચ તો મારો વ્હાલો દીકરો "સ્ટીવન" કે જે મને બાપ તરીકેજ માન આપતો હતો, તેણે મેં ઓળખ્યો, ને તુરતજ દોરડામાંથી તેને છુટો કીધો ને એને પાણી પીધેલું હતું તે ઓકાવી કાહાડી ઘોડા પર નાખી અહિયાં લેઇ આયોચ, પણ એ કેવી રીતે ને કોણે એને નાંખ્યો હતો તે હું નથી જાણતો." એટલું બોલી સ્ટીવનના સોફાની પાસે તુલ ખેચી બેસતાં બોલ્યો.

તેટલામાં સ્ટીવન જરા પોતાના દોલા ઉંઘાડી પોતાની

વ્હાલી માતા તેમજ બહેનને જે લોક તેની પાસેજ બેઠાં હતાં તેઓને ટગર ટગર જોવા લાગો, ને બોલ્યો "હું હવે જીવશ કે."

"ઓ હારે મરૂ તું તો હમના ઘોરા જેવો થશે." તેણી માતાએ તેનું માથું છાતીમાં દાબતાં બોલી. "પણ દીકરા તારા આવા હાલ કોણ મુજીએ કીધી."

"મારા વ્હાલા ભાઈ તું કેવી રીતે આવો થઇ ગીયો, કોણે તારી પર જુલમ કીધો." તેણી બહેન તેના હાથ પર કીસ કરતી માયાળું સાહદે બોલી.

"કસાઇ જેમ એક નીરદોષ બકરાં પર જુલમ ગુજારેચ તેમજ મારી પર કસઇપણું થયુંચ. ને હું તે વ્હેમી કસઇનો નાહક્ક ભોગ થઈ પડયો," તે હલ્લુ હલ્લુ સુદ્ધીમાં આવતાં બોલ્યો.

"વ્હેમી કસાઇ, મારા વ્હાલા બેટા એ તું શું બોલેચ, કોણુ મુજીએ તારી પર હાથ ઉઠાવ્યો."

હાથ તો નથી ઉઠાવ્યો, પણ જેમ ફાસી દેતી વખતે ગરદનમાં દોરડું નાખી તેને રીબાવીને મારી નાખે છે, તેમજ મને પણ મારા હાથ પગ બાંધી નદીમાં ડુબાડી દીધો." તે અચકાતો હલ્લું હલ્લુ ધીમે સાહેદે અકરવકર કરતો બોલ્યો.

"પણ તે મુજીનું નામ" તેણી બહેન તે કસાઈનું નામ જાણવા સારૂ ઇંતેજારીથી પુછયું.

"નામ તો તેનું લોર્ડ લોરેન્સ છે, ને તે એક ઈંગ્લન્ડની કોનફરન્સનો હેડ પ્રમુખ છે, ને તેના બંગલાનું નામ લેડી લીઝી હોલ છે."

"પણ શા માટે એમ કીધું." તેણી માતા તેના મગજ પર હાથ પસવારતી બોલી.

મારી મરહુમ બહેન "લુસી" નો આકાર તે બંગલામાં રહે છે, ને તેને હું મારા ખરા વ્હાલી બહેનના પ્યારની ઇધાની દાખલ રોજ સહવારે ફુલ તેણીની બારી પર મુકવા જતો હતો, પણ આજે તેણીના ધણીએ મને તેમ કરતાં પકડીયો, ને મે ઘણુંએ સમજાવ્યું, પણ તેની આંખમાં વ્હેમી જોશ ઉભરાઇ આવવાથી પોતાના નોકરો પાસે મને બંધાવી "અલવર" નદી કે જે તેના બંગલાની પછવારેજ આવેલી છે તેમાં હોમાવી દીધો, ને મારા જીવની છેલ્લી ઘડીએ મારા ફરેસ્તાઈ ખસલતના બાપે આવીને મને બચાવ્યો," એટલું બોલતાં જોન તરફ આગળી કીધી. "એ એ મારો જીવ ગભરાયચ, મારૂ મગજ ફરેચ, મારો દમ ગુંતાયચ, એ એ હું જાંઉચ મારી બહેન મારા વેરની વસુલાત કરશે."

હજુન તો સ્ટીવન આગળ બોલે તેટલાંમાં એલીસ તેના ગરદન પર હાથ મુકી કસમ ખાતી બોલી, "મારા વ્હાલા ભાઇ તારી સાચ્ચી ભાઈ તરફની મોહબતના કસમ ખાઇને કેહુંચ કે તે લોર્ડનું તારી તરફથી હું વેર લેઉ તોજ મારૂં નામ એલીસ. તેણીના બોલતાં બોલ સમજવાને સ્ટીવનનો

દમ ઘણો ગુંગરાતો હોવા છતાં પણ છેલ્લા બોલ બોલ્યો. "બસ, બસ, હવે હું નીરાંતે જાંઉચ મારી સદાની વ્હાલી હેતવંતી બહેન "લુસી" ને મલવા જાંઉચ સ—લા—મ, છે,છે,છે,હીં સ—સ—સ—લા—લા—મ." એટલું બોલી લોહીનું એક ગચકરૂ કારી પોતાનો જીવ તે દાદગરની દરગાહમાં અરપણ કીધો, ને પોતાની વ્હાલી બહેનને મલવા સારૂ આય ખાકી દુન્યા છોડી ગીયો.

તે દેખાવ જોઇ તેણી માતા તેમજ બહેન એલીસ માથું મોહડું કુટવા લાગી, તેમ થતા જોઇ જોન તે બન્ને મા દીકરીનો હાથ પકડી તેમ કરતાં અટકાવતાં બોલ્યો. "બાનું ધીરજ ધરો ને લાશને પહેલે દફનાવવાની ગોઠવણ કરો, એમ રડવા બરવામાં વખત ના ગુમાવો."

તેનું આવું બોલેલું સમજી તેણી માતા પોતાના દીકરાના સફેદ દુધ જેવા કપાલપર ને હોઠ પર દજનો કીસીથી વધાવી લીધો ને તેણી આંખ્યો બંધ કીધી ને ધરધર રડવા લાગી, ને તેની બહેન પોતાના ભાઇને કીસ કરીને તે લોર્ડનું પોતાના ભાઈ તરફનું વેર લેવાના વિચારમાંજ ગુંતાઇ.

ઉપલી વાતને એક મહિનો વિટી ગયો હતો, ને તેની બહેન તેમજ માતા પોતાના વ્હાલા દીકરાની કબર આગળ રોજ સહવાર સાંજ પુલ ચહડાવાં જતાં, ને ત્યાં જવાથી યાદ પાછી તાજી થવાથી રડતાં, કારણકે તેણી માતા પોતાના એક

પુરા ફરઝન્દને એકાએક ગુમ થયલો જોઇ પોતાનો બુઢ્ઢાપો ધુળમાં મળેલો જાન્યો. કારણકે તેણીની આશા પોતાના દીકરામાંજ હતી કે મોટો થઈ રરી કમાઈને ઘેર સંસાર ચલાવશે. પણ બધી ઉમેદ ઉંધી વળી હતી, ને તેણીને જાળવનાર કોઈ રહ્યું નહિ હતું, તેથી તેણી વધારે બળાપો કરતી. જો કે તેણીની દીકરી હતી, પણ તે શું કામની, ગમે તોબી તે પારકેજ ઘેરની, એટલે તેણીનો જીવ તો બધો પોતાના દીકરામાંજ સમાયલો હતો. જેમ કહેવત છે કે "સો મરો પણ સોનો જાળવનારો ના મરતો" તેમ ગમે તે થાય પણ પોતાના બુઢ્ઢાપામાં પાળનારો દીકરો જતો રહયો, તેથી તેણી હમેશ તેની છબી જોઇ યાદને તાજી કરતી ને નવધાર આંસુઓ પાડતી હતી, ને તેની છબીને વારે ઘડીએ કીસોથી વધાવી પોતાનું મન શાંત રાખતી.

એમ કરતાં બીજો એક મહીનો વીતી ગીયો, ને એક દીવસે એલીસે તેના મરહુમ ભાઇના વેરની વસુલાત કરવા સારૂ દીવસ ઠરાવ્યો, ને ઘેરથી નીકલે તે અગાઉ તેને વિચાર કીધો. "હા તેનાજ બંગલામાં રહી, તેનુંજ ખાઇ, તેનુંજ નખોદ વાલી, તેનીજ બૈરી પાસે પોતાના ભાઇનું વેર તેના ધણી પર લેવરાવું, એવો વિચાર કરી તે આખ્ખો દીવસ ખ્યાલમાં ને ખ્યાલમાં પસાર કરતી બેઠી.

બીજે દીવસે તેણી, પોતાની માતાને મળી ભેટી તેનાથી છુટી પડતાં કયાં જતી હતી તે સમજાવીને કહયું ને પાછી

સાત દીવસમાં પાછી ફરવાનું કહી, ફાટા તુટાં કપડાંની ગાંસડી હાથમાં લઇને જુના કપડાં પહેરી સાંજે સાડાત્રણ વાગે બાહાર નીકળી ને અલવર નદીની આગલના બંગલા આગળ "લેડી લીઝી હોલ" સોધતી સોધતી ચાલી. એમ સોધખોળ કરતાં તેણીને સાડા પાંચ થયા હતા, ને તેણી આખરે લેડી લીઝી હોલ આગળ આવી ઉભી, ને અંદર કેવી રીતે જવું ને શું બરાબ્વું તેનો વિચાર કરતી પા કલાક સુધી બાહાર ઉભી, એટલામાં તેણીના સારા નસીબે તે બંગલાનો માલેક લોર્ડ લોરેન્સ કે જે તુરતના પોતાના કામથી પાછો આવેલો હતો, તેને તે ગરીબ છોકરીને પોતાના બંગલા આગળ કંગાલ અવતારમાં ઉભી રહેલી જોઈ તેની ઉપર દયા લાવી તેણીની આગલ ગયો.

તેણીના કામાનદાર ભવાં ને માંજરી આંખો ને કરચલીવાળા સુન્નેરી વાલો ને પાતલું પાન જેવું નાજુક બદન જોઇ તે તુરતજ તેણી પર મોહી પડયો, તેણી આવા કંગાલ દરેસમાં હોવા છતાં પોતાની ખુબસુરતી તો ઢાંકી શકી નહિ હતી, કોણ આવી સુંદરીને જોતાં વાર મોહી નહિ પડે કે બીચારો લોર્ડ નહિ મોહી પડે, લોર્ડે તેણીના ખભાં ઉપર હાથ મુકતાં બોલ્યો. "બાનુ, તું હિયાં એખલી કેમ ઉભીચ."

તેણી કંઇ બોલી નહિ પણ ઢોંગ કરી રડી પડીને બોલી "હું એક ગરીબનું ફરજન્દ છું. ને મને નોકરી નથી મલતી તેથી ભીખ માગવાં આય બંગલાના બાઇની રાહા જોતી

ઉભી છું.”

તેણીને જોતાંને વાર લોર્ડ તો ભાન ભુલો થઈ ગીયેલો હતો, તેથી બોલ્યો “હુંજ આય બંગલાનો માલીક છું, આવ મારી સાથે, હું તુંને કંઇ મદદ કરૂં.”

“તમેજ એ બંગલાના માલીક છો.” તેણીને અચરતી લાગી ને બોલી તેણી નહિં જાનતી હુતી કે તેના સારા નસીબે લોર્ડ પોતેજ તેણીને અંદર લઈ જશે, તેથી ઢોંગ કરતી આગળ ચાલી. ને તેનું દીલ જીતી લેવા સારૂ પોતાના મનમાં વિચાર કીધો.

“હા, ચાલ આવ મારી સાથે, હું તુંને મારી સાથેજ રાખસ.” એટલું બોલી બેઉ જણા બાગમાં દાખલ થયાં, તે વખતે તેણી મોહુરદાર લીઝી ફરવા ગેઈ હતી તેથી તે બન્નેને કોઇ જોઇ શકયું નહિ હતું. તે બેઉ જણા હોલમાં દાખલ થયા ને લોર્ડે પોતાની જગા લીધી ને તેણીને પોતાની બાજુમાં બેસાડી બોલ્યો. “તું જો આવા કંગાલ અવતાર-માંથી છુટવા માંગતી હોય તો એક ઉપાય છે”

તેણી તેના બોલવાની મતલબ સમજી ગેઈ ને તેણીને આયતું વેર લેવાનુ બની આવેલું ધારી તેને બનાવતાં બોલી. “હા, તમે જેમ કેહુશો તેમ કરવાને તૈયાર છેઉ.”

“જો તું મારી થવા માંગતી હોય તો મારી પરણેતર કે જે હુમણા મારાથી બેવફા થઇ છે તેને છોડી દેવું ને તારી

સાથે લગનના પવિત્ર ગાંઠથી જોરાંઉ." તેને નવી આવેલી છોકરી પોતાની પરણેતર કરતાં વધારે ખુબસુરત લાગતી હતી તેથી તેની ચરમ ફરી ગેઈ ને તેને છોરી દેવા સારૂ વિચાર કીધો.

તેણીને જે જોઇતું હતું તેજ મલ્યું તેથી તેણી પોતાના દાવમાં ફાવેલી જોઇ ખુશી થઈ, પણ પોતાના મનથી ધીક્કારવા લાગી કે બેવફા મરદો પોતાની પરણેતરને પરણી પછી તેને બીજી તેના કરતાં ખુબસુરત મલે તેથી તેણીને છોડી દેય તેવાઓ ઉપર ખુદરતનો ફટકો પડજો, તેણી પોતાના મનથા આવા શ્રાપ મારતી બોલી. પણ પોતાનું તો ફકત કામજ કારી લેવાનું હતું તેથી તેણી તેના બોલવાથી ખુશી થઈ હોય એવું દોળ ગાલી હસ્તે ચહેરે બોલી. "હા હું તમારી થઇ શકું, પણ પહેલે તમારી પરણેતરનો રસ્તો કરો તો."

તેણી તરફના આવા બોલ સમજી લોર્ડ ઘણો ખુશી થયો ને તેણીનો હાથ પોતાના હાથમાં પકડતો બોલ્યો. "હું તેનો રસ્તો કરવા તૈયાર છેઉ, પણ તું તેણીના દેખતાં થોડા દીવસ કેમ ઘેરમાં રહી શકશે, તેણી જો તુંને બઈરીના ડરેસમાં જોસે તો તારી પ્રર ને મારી પર જરૂર નજર રાખશે, માટે જો હું તુંને એક મરદાઇ ડરેસ આપુચ તે પહેરીને આવતી કાલે સહવારના નાસ્તાનો તાઇમ થાય તે વખતે આવ, ને એક અચ્છો ગાનાર છે એમજ કેહેજે, જેવો તું અંદર દાખલ થશે કે તેવોજ હું તુંને લેડીને કહીને રખાવી આપશ. તેણીને ગાયનનો ઘણોજ સોખ છે, એટલે તેણી તુંને ના કેહશેજ

નહિ, ને પછી આપરે બેઉ મળી તેણીનું કાટલું કાઢશું."

"હાં, તેમજ કરશ ને સહવારના નાસ્તાને તાઇમેજ આવશ ને પછી મારા રહુયા બાદ તેણીનો કાટો કારી નાખીશું."

તેને કાંહા ખબર હુતી કે તેણી તો તારૂં મોત લેવાને માટે આવી છે, તેણીએ તેની લેડીનો કાટો કારવા સારૂ કહયું હતું, પણ તેણીને: કાંટો કારતા અટકાવી તેનોજ કાંટો કાહરવા આવેલી હુતી તે બીચારો ખ્યારનો ભાન ભુલો લોર્ડ સમજી શકયો નહિ.

ઉપલી વાત કરતાં ઘડીયાલમાં સાતનો ટકોરો સમજી લોર્ડ ઉઠયો, કારણ કે અરધા કલાકમાં તો તેણી મોહુરદારનો બાહારથી ફરીને આવવાનો તાઇમ થયો હતો, તેથી તે પોતાના રૂમમાં જઇ એક જુનો ડરેસ કારી લાયોં ને એલીસને આપ્યો ને પેહુરાવી જોયો પછી તે તેણીને મુકવા સારૂ બાહારના દરવાજા આગળ ગયો, ને તેણીને સહવારે આવવાનું પાછું યાદ દેવારી પોતાના રૂમ તરફ જવા સારૂ વળ્યો.

હવે એલીસને વેર લેવાની મુડી હાથમાં સેહલાઇથી આવેલી જોઇ ખુશી થઇ, ને લોર્ડના કેહવા પ્રમાણે તેણીનો કાંટો દુર નહિ કરવા સારૂ સોગંદ લીધા, ને જો તેમ થાય તોણી તેવી વાતથી તેણીને વાકેફ કરી કોઇબી તદબીરીથી તેણીને બચાવી લેવી, કારણકે તેણી તો ફકત તેના ધણી લોર્ડનુંજ વેર લેવા આવી હુતી. પણ તેમ કરવાથીજ તે

હાથ આવશે પણ તેણીનો કાંટો દુર કરવા સારૂ બનાવટથી કહયું, પણ બેવફા લોર્ડ વધારે ખુબસુરતી જોવાથી તેણી પરણેતરને દુર કરવાનો ઠરાવ કીધેલો જોઈ તેણી તેના ઉપર અતી ગુસ્સે થઇ હતી પણ કામ બગડી નહિ જાય તેથી તેણી કંઇબી તેને બોલી નહિ પણ તેના બદલામાં તેને ચહડાવી આપ્યો. કે જેથી તેણી ઉપર વધારે પ્યારમાં પડવાથી વેરનું કામ તેણીને સેહલ થઈ પડે તે મકસદથી કીધું હતું. આવો વિચાર કરતી ચાલતી ચાલતી તેણી પોતાના ઘેર આગળ આવી પુગી તે વખતે આંઠ વાગતાને વાર રૂમમાં દાખલ થઈ, ને પોતાની માતાને મલી સઘળી હકીકત તે દીવસની કહી સંભળાવી તે રાત ત્યાંજ તોડી પાડી.

## પ્રકરણ ૬ ઠું.

બીજે દીવસે તેણી હમેશ કરતાં પથારીમાંથી જલદી ઉઠી ને ચાય પાણી પીધું નહિ પીધું ને પાછી ગઇ કાલનીજ કાની મરદઇ ડરેસમાં લોર્ડના આપેલાં કપડાં પહેરી પોતાના

૬ "ગોળવાલા! ફોર્ટ ટયુશન કલાસ" વિષે બળવાન પત્ર જામે-જમશેદનું મત મંગાવી વાંચો.

રૂમમાંથી બાહાર આવી. તે વખતે તેણીની માતા તુલપર બેસી ગલીચો ગુંટથી હતી, તેણીની પછવારે જઇ પ્યારથી તેણીએ બેઉ આંખો ધાંકી નાખી કપાલને કીસી કરી તેણીની સાંમે આવીને ઉભી, હવે તેણીનો દેખાવ આબેહુબ એક મરદના જેવોજ જુવાન દેખાતો હતો. કારણકે તેણીએ પોતાના બાલને એવી તો અચ્છી રીતે કરચલી વાલ્યા હતા કે કોઇ પણ તેણીને બાલ પરથી ઓરત તરીકે નહિ ઓળખી શકે.

પોતાની દીકરીને મરદનો વેષ પેહરેલો જોઇ તેણીની માતાના દીલમાં દીકરા સ્ટીવનની યાદ પાછી તાજી થઈ આવીને તેણી ડુસ્કે ડુસ્કે રડવા લાગી ને બોલી. "મારી દીકરી તું મારી પાસે આય મરદઇ કપરામાં આવી ઉભી તેથી તો મારૂં જીગર તેં પાછું તાજું કીધું."

"માય મારી વ્હાલી માય." એટલું બોલી તેણી પ્યારથી તેણીના ખોલામાં બેડી ને વ્હાલથી કોટી કરી વધારયું "મને છોડીને જવા નથી ગમતું, પણ સ્ટીવનના મરણ વખતના બોલને માટે હું એમ કરૂં છું ને તેમ કરવામાં કંઈબી મુશીબત પડી નથી, મારા સારા નસીબે લોર્ડજ મારી તરફનો થઈ ગીયોચ એટલે વેરની વસુલાત તો હું તેનીજ પાસથી તેનેજ હાથે વસુલ કરાવીશ, ને પછી હસ્તી રમતી એમજ તારા ખોલામાં ને છાતીમાં દબાવા બીજા છ દીવસની અંદર પાછી ફરીશ.

મેરી બીચારી આંખના આંસું નુછતાં બોલી, "જા પણ

જો સંભાલીને રહજે તારા જીવને કંઈ થશે તો હું કયાં જવશ, જા સધાવ ને તારૂ ધારેલું કામ પાર પાડી આવ."

એલીસ તેણીની માતાને કીસ કોટી કરતાં બોલી. "માતા તું જરાબી ફીકર ના કર હું સહીસલામતજ પાછી ફરશ," એટલું બોલી તેણી એક વાઘ મીસાલ જડપમાં પોતાનું વ્હાલું ગરીબડું ઝુપડું છોડી પોતાને રસ્તે પરી. તે વખતે સહવારના આઠ વાગ્યા હતા, ને એક કલાકમાં યાહોમ ધસારાબંધ ઉલટમાં ચાલતી હોવાથી તેણી લીઝી હોલ આગળ આવી પુગી, તેટલાં તેણીની નજરે લોર્ડની બાઇરી લીઝીને ઘોડાપર સવાર થઈ રાઈડીંગેથી પાછી ફરેલી જોઇ ને તેણી નહિ જોઇ શકે કરીને પીઠ કરીને ઉભી રહી, પછી તેણીને અંદર ગયેલી જોઇ બીજા અરધા કલાકે બંગલામાં દાખલ થઈ ને એક બોય પાસે પોતાના નામનો કાર્ડ મોકલવા સારૂ હોલમાં થોભીને પોતાનું નામ એલીસ નહિ લખતાં તેણીનાં ભાઈનું નામ લખી તે બોયને કાર્ડ આપી એક ખુરશી પર જગ્યા લીધી, તે વખતે લોર્ડ ને લેડી નાસ્તાની ટેબલપર બાજુના ઓરડામાં વાતો કરતાં બેઠાં હતાં, પણ લોર્ડનું બધુ દયાન તો તેણીના આવવામાં ઉતું ને તે તેણીને આવવાની કાગરે ડોલે રાહ જોતો હતો. એટલામાં વેટરે આવી લોર્ડના હાથમાં કાર્ડ મુકયો. તે કાર્ડ ઉલટથી વાંચી લોર્ડે પોતાની લેડીને આપ્યો ને બોલ્યો. "આય આદમી ઘણો અચ્છો ગાનારો તેમજ વાજીંત્ર પણ અચ્છું વજાડી જાણે છે, તુંને સોહવાતુંબી

નથી તારી મરજી હોય તો રાખ."

તેણીએ તે કાર્ડ હાથમાં લીધો ને વાંચ્યો ને પોતાના ધણીના બોલેલા બોલ સમજી ખુશીથી તે નોકરને કહયું. "તે શખ્સને અંદર બોલાવ."

નોકર તેણીનો હુકમ બજા લાવવા હોલમાં ગયો, ને એક મીનીટમાં સ્ટીવનને લઇ હાજર થયો. હવે આપણી એલીસના નામને સ્ટીવન તરીકેજ પાછો વારતામાં લેયા કરશું ને હવે એલીસ નામ બંધ રાખશું.

જેવો સ્ટીવન રૂમમાં દાખલ થયો તેવોજ લોડ તેણે મરદના પોશાકમાં જોઈ અત્યંત પોતાના મન સાથ ખુશ થયો, કે ઘેરમાં રેહવાથી કોઇ પણ તેણીને ઓળખી શકશે નહિ.

સ્ટીવને ટોપી ઉતારી લોર્ડ તેમજ લેડીને સલામ કરી ત્યાંજ ઉભો રહયો, તેને જોતાંજ લેડી પોતાના મન સાથે પટપટી "યા ખુદા! શું સરસ ખુબસુરત નવજુવાન છે?" કોઇબી તેને જોઈ લોભાય નહિ તેવું હતુંજ નહિ, કારણકે તે એક છોકરો નહિ પણ આપણી માનીતી એલીસ પોતેજ હતી ને છોકરી હોવાથી દેખાવે ખુબસુરત તેમજ મોડલમાં એટલી તો ફાંકડી હતી કે કોઇપણ શખ્સ તેણીને જોતાંજ લોભાતો, તેમજ બીચારી લેડી લીઝી તેને નવજુવાન છોકરો સમજી તેણીનું દીલ તેના પર ખેંચાયું, ને ચુંચી આંખે પ્યારની નજરથી એક્કી ટગરે ટીકટી બોલી "હું તમુને જોઇને ખુશી

છું મી૦ સ્ટીવન."

તેને પોતાનું માથું નમાવી બોલ્યો. "થેંકયુ લેડી."

"વારૂ, તમુને મ્યુઝીક ઘણું અચ્છું વગાડતાં આવરેચ નહિ" તેણી તેને પોતાની પાસેની ખુરશી ખસાડી તેપર બેસાડતાં બોલી.

તે લેડીની પાસે ખુરશી પર જગા લેતો બોલ્યો. "હા લેડી હું ઘણી અચ્છી રીતે વગાડી તેમજ ગાઇ શકું છું."

લેડી લીઝી તેની પર પ્યારમાં પડવાથી તેને પોતાની નજર આગળથી દુર નહિ કરવાને લીધે તેણે અઠવાડીયાના ૧૦ પાઉન્ડ ને હિસાબે રહેવાને કહયું, તેણીએ પોતાના ધણીની રજા લેવી કે નહી તેની જરા પણ દરકાર કરયા વગર તેને પોતાને માટે મ્યુઝીક ટીચર તરીકે પોતાનીજ પાસે રેહવાને ફરમાવ્યું, ને નોકરને બેલ કીધો.

તુરતજ નોકર હાજર થયો, તેને જોઇ બોલી "આય અહસ્થને એક રૂમ પશ્ચીમ તરફનો રેહવાને માટે સાફ સુફ કરી આપ ને જે કહે તેમ કરજે." એટલું બોલી તેણીએ સ્ટીવનને નોકરની સાથે બીજા રૂમમાં જવા ફરમાવ્યું. તેણીનો આભાર માની તે ત્યાંથી ઉઠયો ને વાંકો વલી નમીને નોકરની સાથે ચાલી ગયો.

જયારે એક વગર ઓળખાણના છોકરા સાથે આટલી છુટથી વાત કરતાં જોઈ લોર્ડ જરા પણ વ્હેમાયો નહિ, કારણકે

તેને તો હૃઈએ નેહ હતું કે તેણી તો એક છોકરીજ છે, એટલે તેણી સાથે ગમે તેવી રીતે વરતે તેમાં લોર્ડને કશો પણ વાંધો હતો નહિ, જેમ લોર્ડ તેણીને છોકરી તરીકે ઓળખતો હતો, તેમ લેડી તેને એક નવજુવાન છોકરા તરીકેજ પીછાનતી હતી, ને તેથીજ તેને જોતાં ને વારમાં પ્યારમાં પડી હતી, તે લોર્ડ જાણી ચુકયો હતો.

સ્ટીવનના જવા પછી તે બન્ને જણા નાસ્તો કરી રહ્યા પછી ઉઠયાં ને પોત પોતાના રૂમમાં ગયા, તે અરસામાં લીઝી સાથે વધારે પલોટાઇ જઇ, તેનાજ હાથથી તેણીના ધણીનું ખુન કરાવીને પોતાના ભાઇનું વેર લેવા સારૂ સ્ટીવન તેના રૂમમાં ગયો, તેવખતે તેને પોતાનો ડરેસ બદલી નાખીને બીજો સુંદર સફેદ ડરેસ પહેરીયો હતો ને ખુલ્લેજ માથે ફરતો હતો, તેથી તેણીના બાલ એવા અચ્છી રીતે કરલ કરેલા હતા કે તે બાલથી તેણીનું મોહડું ગોયા એક ચાંદની મીસાલ દેખાવ દેતું હતું.

જ્યારે તેણી લેડી લીઝીના રૂમમાં દાખલ થઈ ત્યારે તેણીને સલામ કીધી કે લીઝી એ તેને ઉઠીને સલામ કરી માયાથી તેનો હાથ પોતાના હાથમાં લઈ પ્યારથી દબાવ્યો ને બોલી. “આવો આવો સ્ટીવન હું તમારીજ વાર જોતી હતી, કે તમારૂં ગાયન તેમજ તમારો હુન્નર તપાસી જોઉ.” એટલું બોલી તેણીની પાસેજ સોફાપર બેસાડયો. તેણી તો

તેને મરહજ ધારતી હુતી એટલે તેણીનું દીલ તેની તરફ અત્યંત ખેંચાયું હતું.

તેણીનું ફરમાન સમજી સ્ટીવને પોતાનું ગાયન તેમજ વાજીંત્ર વજાડી તેણીને રીઝવવાનું શરૂ કીધું, ને થોરા ગાયન ગાઇ રહયા પછી બંધ કીધું. આવું રળીઆમણું મ્યુઝીક સમજી તેણી તેના હુન્નર પર વધારે મોહીત પડી, હવે તે દરમ્યાન તેનો વર લોર્ડ લોરેનસ બારણાની કલમાંથી છુપાઈને તેણી મોહુરદારના તેના પ્યારથી બદલાઇચ કે નહિ, તેજ જોવાને સારૂ ઉભો હતો. ને બંન્ને વાતે બેઠેલા જોઈ ત્યાંથી પોતાના રૂમમાં ચાલી ગયો.

ઉપલી વાતને ત્રણ દીવસ એમ પવનની માફક પસાર થઇ ગયા હતા, તે દીવસની સહુવારે તેણી રાઇડીંગે રોજની માફક ગઈ હતી, ત્યારે લોર્ડ સ્ટીવનની સાથે બાગમાં એલાર પેલારની વાતો કરતો તેણીની સાથે ફરતો હુતો. એમ અરધો કલાક સુધી બીજી ત્રીજી વાત કરતાં બેઉ જણા બગલમાં હાથ ઘાલી ખુશ ખુશાલ ફરતાં હતાં. ને લોર્ડને તક મલતાં બોલ્યો. "વ્હાલી એલીસ હવે તું મારી સાથે કયે વખતે જોરાયચ." એટલું બોલી તેણીના હાથ પસવારતાં કીસી કીધી.

તેણી હવે પોતાનું કામ શરૂ કરવાનો વખત આવેલો જાણી તેને બનાવતાં બોલી "મારે કાહાં ના છે પણ જેમ મેં પેહલે કહયું તેમ કરો તો થાય, કે પહેલે તમારી લીઝીને 'ઝેર' પાઇ મારી નાંખો તો કંઇ બની શકે, નહિ તો એમ

ને એમ આપણે કેટલા દીવસ રહી રહીને છુપા રહીશું."

"હા ખરી વાત છે." તેને તેણીનો ઠરાવ વાજબી લાગવાથી ઉમેરીયું.

હું તેનો ફરચો થોડાજ દીવસમાં કરી નાખશ, મારો એક ફ્રેન્ડ દોકતર છે તેની પાસથી એવું તો ઝેર માગી લાઉ કે બે ત્રણ ટીપાં પીતાં આસ્તે આસ્તે ખતમ થાય, એમ બોલતાં બોલતાં એક બાજટ આગળ આવતાં તે પર બંન્ને જણા ગોઠવાયાં, ને તેણીને કીસ કરવા જતો હતો એટલામાં એલીસ ત્યાંથી છેરાઈને ઉભી થઇ બોલી, "ખબરદાર, માહરી પાક દામન ને હાથ લગારીચોચતો."

"વ્હાલી એલીસ એ તું શું બોલેચ." તેને અજાયબ થતાં પુછયું, "હવે તો તું થોડા દીવસમાં મારીજ થશે."

"નહિ, થોરા દીવસમાં તમારી કરવાનો તમોએ મને કોલ આપીચોચ, પણ જ્યાં સુધી તમો તેણીનું કાટલું નહિ કાહડો ત્યાં સુધી મારી સાથનો હવશી હવસ તો દુરજ રાખજો, ને જે દારથી તેણી તમારાથી છુટી થશે તે દીવસથી હું તમારીજ છું એમજ માનજો," એટલું બોલી પાછી તેની પાસે બેઠી.

લોર્ડ લોરેન્સ તો તેણીના પ્યારની જુદાઈ માટે ઘણોજ દુખી થતો હતો તેથી તુરત ત્યાંથી ઉઠતાં બોલ્યો "ચાલ ત્યારે તો હું હમનાજ મારા ફ્રેન્ડ ડોકટરને ત્યાં જઇને ઝેરના

ટીપાં લઈ આંઉ ને આવતી કાલે રાતના ખાણા વખતે દારૂ પીતા તેણીના ગલાસમાં અગાઉથો નાખીને તેણીનો કાંટો કારી નાખશ, તો તો તું મારી થશેની."

"પણ સંભાલજો તેણીનો કાંટો કાહાડતાં તે કાંટો તમારાજ હાથમાં નહિ ભોકાય." તેણી તેને અગાઉથી ચેતવણી આપતી બોલી.

"તેમ નહિ થાય તેણી તું ફીકર ના કર હું મારૂં કામ ઘણીજ ખબરદારીથી કરશ."

"વારૂ, તારે પહલે તેણીને પુરી કરો, પછી હું સદાની તમારીજ છું." તેણી તેને અદ્ધર છાતીએ હાથ આપી પોતાનું કામ કારી લેવા સારૂં બોલી.

તેણીનો આવો જવાબ સમજી મોટર તૈયાર કરવાનો હુકમ કીધો ને તેમાં બેસી ડોકટરને ઘરે ચાલતો થયો.

જેવો લોર્ડ ત્યાંથી બાગ છોડી ગયો કે તેણી ધણીયાણી લીઝી તેની બે મીનીટ પછી રાઈડીંગથી પાછી ફરી હતી, ને સ્ટીવનને બાગમાં એખલો બેઠેલો જોઈ તેની બાજુમાં જઇને બેઠી ને બોલી.

"વ્હાલા સ્ટીવન આજ તું કંઈ દલગીર દેખાય છે, તું હિયાં એખલો કેમ બેઠોચ, ચાલ આવ મારા રૂમમાં આવ." તેણી તેના પ્યારમાં આંધરી બની ગઈ હતી, તેથી જેમ તેના ધણી સાથે વાત કરતી તેમજ તેની સાથે પણ તેજ પ્રમાણે

કરતી, એ બેઉ જણા વચ્ચે ત્રણ દીવસની અંદર એક મેક સાથે અચ્છી મોહબતનો ગાંઠ વચ્યો હતો, ને એકમેકને કીસ કોટી કરવાને પણ ચુકતા હતા નહિ, સ્ટીવન ને તો તેમ કરતાં કંઇ ઘણું પ્યાર જેવું લાગતું હતું નહિ, કારણકે તે તો એક છોકરીજ હતી, ને તેણી પોતાની બહેનને મલતીજ હોય તેમજ લાગતું, પણ લેડી લીઝીને તો પોતાના ધણીના પ્યાર કરતાંબી વધારે વ્હાલો લાગતો, કારણકે તેણી તેના બદલઇ ગીયેલા આકારથી અંજાની હતી.

તે બન્ને જણા પોતાના રૂમમાં ગયા ને એકમેકને હુમેશની કાની મલ્યા ભેટયાં ને સ્ટીવને "વસુલાત" કરવાની વાત શરૂ કીધી. "મારી વ્હાલી લીઝી હું આજે દલગીર છેઉ તેનું કારણ ભયંકર છે."

તેનું આવું બોલવું સમજી તેણી દગાયલે ચેહરે બોલી.

"તે શું છે વ્હાલા."

"તારો ધણી આજે ડોકટરને ત્યાં ઝેરના ટીપાં લેવા ગયોચ."

"કાય વારૂ?"

"તે મને હુમના બાગમાં કેહતો હતો, કે મારૂ દીલ મારી ધણીયાણીથી આજે કેટલા દીવસ થયા ઉઠી ગીયુંચ. ને હું બીજીના પ્યારમાં છું, ને તેથી તે તારો જીવ લીધા પછીજ બીજી સાથે પરણી શકે તેથી તે ઝેરના ટીપાં લાવવા

સારૂં ગયોચ." સ્ટીવન લોર્ડનો ભરમ ખુલ્લો કરતાં બોલ્યો.

આવું સમજી તેણીની આંખમાં આંસુ આવી ગીયા ને રડતો સાહદે બોલી. "હા એને મારી પરથી આજ કેટલા દીવસ થયા મન ઉઠારી લીધુંચ તેનું ચોક્કસ કારણુ છે."

"ચોક્કસ કારણુ છે તે શું ?"

"તે એજકે આજ કેટલા દીવસ થયા મારી બારી ઉપર એક ગુલાબ રોજ સહવારે કોઇ મુકી જતુ હતું, એવી બની ગીયેલી બધી વાત પહેલેથી તેને કહી સમજાવી. ને રડતી આંખેજ વધારયું "પણ મારા લવ, એ મને કયે વખતે ઝેર આપનાર છે તેની મને ચેતવણી આપજે કે હું પીધા વગર ઘોરી નાખું ને પછી તેનો બદલો હું મારી કટાર વતેથી એના સુવા બાદ મધમ રાતે એનો જીવ લેવશ, ને પછી— એટલું બોલી— અટકી ગેઇ."

તેણીને બોલતી અટકી ગીયેલી જોઇ સ્ટીવનને કંઇ વધારે જાણવાની ઉમેદ થવાથી પુછયું. "કેમ ડીયર તું બોલતી અટકી કાય ગેઈ?"

તેણી બીચારી શરમની મારી જમીન તરફ ટીકટી બોલી, "પછી હું તારી સાથે લગનના પવીત્ર ગાંઠથી જોરાવશ." એટલું બોલી તેના હોથ પર પ્યારથી એક ચુમી કીધી.

તેણીનું આવું બોલેલું જાણી, તેણીના હાથમાં વેર લેવાનો દાવ વગર મેહનતે આવેલો જોઇ ખુશ થતી બોલી. "હમના

તો તું ગુપચુપ જેમ જાનતી નહિ હોય તેમજ રેહજે, ને આવતી કાલે રાતના ખાણા પર તું મારી સાથેજ રહેજે, જ્યારે તમો દારૂ પીશો ત્યારે હું લોર્ડનું ધ્યાન એકાએક બીજી બાજુ ખેચાવશ, ને તે અરસામાં ચપલાઈથી તે દારૂ ઘોરી નાખજે ને પી રહી હોય તેમજ ઘોંગથી ગલાસ મુકજે." સ્ટીવનની મતલબ તો ફકત લોર્ડનુંજ વેર લેવાની હતી, તેથી તેણીને આવા કામમાંથી બચાવી લેવાની યુકતીથી બોલી, ને બેઉ જણા એક મેકનો હાથ બગલમાં નાખી પ્યારથી નાસ્તાની ટેબલ તરફ ગયા. તે વખતે લોર્ડ ડોકટરને ત્યાં ગયેલો હોવાથી હાજર નહિ હતો એટલે તે બંન્ને જણા છુટથી વાતો કરતાં નાસ્તો ઓગાસવા લાગાં.

## પ્રકરણ ૭ મું.

### સેવટ.

તે બીજા દીવસની બપોર હતી. ને થંડીનો મુલક હોવાથી સુરજનો તેજ તેની આગળ જુજ મીસાલ થઇ પડયો હતો, ને જાંખો પ્રકાસ પાડતો હતો, તે વખતે લેડી લીઝીની છેલ્લીજ બપોર હતી એમ ધારી લોર્ડ તેણીના રૂમમાં દાખલ થયો

૭ "ગોળવાલા ફ્રેટ ટયુશન કલાસ" વિષે જાણીતા કોમ હીતકારી ગ્રહસ્થો તથા એજ્યુકેશનીસ્ટ'ના મત મંગાવો.

તે વખતે સ્ટીવન તેણીના પાસામાં બેસી મેંડાલીન વજારી તેણીનું મન રીઝવતો હતો, જેવો તે અંદર દાખલ થયો ને સ્ટીવનને બહાર જવાનો ઇશારો કીધો કે, તે ત્યાંથી મેંડાલીન વજાડતો બંધ કરી તેણીની રજા લઈ બીજા રૂમમાં જતો રહયો.

પોતાના ધણીને આજે કેટલે દીવસે આવેલો જોઇ તેણી ખુશ થઈ, પણ તુરત તેણીને સ્ટીવનના બોલેલા બોલ યાદ આયા કે તે તો તેણી છેલ્લી રાત ધારી મલવા આયો હતો. પણ તેણીને તો હુઇએ નેહ ઉતી કે હું નહિ મરશ પણ તે પોતેજ મરસે. તેણી તેને આવેલો જોઇ જાને કસુબી જાણતી નહિ હોય તેમ રોજની કાની ખુશાલ જીવે બેઠી ને બોલી. "આવો લવ આજે કંઇ ઘણે દીવસે બપોરે આવવું પડયું." તેણી તેનો હાથ પકડી પોતાની પાસે બેસાડતાં તેનો હાથ પ્યારથી દાબતાં બોલી.

"હા, ડીયર આજ એક અગતની વાત કેહવાને સારૂ આવવું પડયું કે મારૂં અરજન્ટ કામ નીકલી આવવાથી આવતી કાલે સહવારના પોહરમાં સાત વાગાની અંદર હું તુંને સ્ટીવનની પાસે રાખી પેરીસ તરફ ઉપડી જનાર છું. તેની ચેતવણી આપવા આયો." તેણીના હાથ પસવારતાં તેણીના બોલવાની રાહ જોતો થોભ્યો. કે તેણી કંઇ જાણેચ કે નહિ તે સમજવા ખાતર માથાથી હાથ પસવારતાં બેઠો.

"પેરીસ જનાર છો, તો પાછા ત્યાંથી કયારે ફરશો." તેણી દલગીર સાહદે નીસાસો નાખતાં ઢોંગથી વધારયું, કારણ કે

તેણીને તો સ્ટીવન તરફથી માલમ પડયું હતું કે આજ રાતના ઝેર આપી બીજે દીવસે તો એ પોતાની મરજી મુજબની માશુકને ત્યાં જનાર હતો, તેથી તેણી જાનતી હોવા છતાં નહિ જાનતી હોય તેમ થઇ અધીરાઇથી બોલી.

"હું તો પાછો સાંજના તે કામ કરીને જલદીજ આવી લાગશ." તેટલો વખત તું તારા ટીચર સાથે ગાઈ વજાડીને ખુશથી દાહડો પસાર કરજે. ચાલ હજુન તો મને મારા કપડાંને હેંડબેગ ગોઠવવાનો છે એમ બોલી તેણીને માયાથી છેલ્લી ઘડીની કીસી કોટી કરી ઉઠયો ને તેણીનો રૂમ છોડી ચાલી ગયો.

તેના બોલવાની જરા પણ દરકાર કરી નહિ કારણકે તેના બોલવા પ્રમાણે સદાને માટે સ્ટીવનનીજ સાથે ફારા ગુજારનાર હતી, તેણી પોતાના ધણીના આવા બાયલા ને નીચ વિચારથી તેણીનું જીગર ઘણું જખમાયું કારણકે તેણીને સ્વપને પણ ખ્યાલ નહિ ઉતો કે તેનો ધણી ત્રણ વરષમાં ઝેર આપીને મારી નાખશે ને બીજી સાથે રહેશે, તેણી ગમખાર વિચારથી બીછાને પડી રડવા લાગી. ને એમ ચાલુ અરધા કલાક સુધી રડવાથી તેણીને ઉંઘનો ઝોકો આવવાથી ઉંઘઇ ગેઇ ને સાંજનાં સાડા પાંચ વાગે ઉઠી, તે વખતે તેનો વ્હાલો સ્ટીવન તેણીના બીછાના આગળ બેસી તેણીને ઉઠારવા સારૂ મેંડાલીનનો સરોદ કારતો હતો, તે આવાજ સમજી જાગી ઉઠીને તે બોલી. "હા, હા, શું મીઠો સરોદ છે ગમગીનીને

તુરતજ દુર કરેચ, ખરેખર ગાણું એક ખુદાઈ બક્ષેસ છે."

તેણીની પાસે બેઠેલો સ્ટીવન તેણીના આવા બોલ સમજી મેંડાલીન બંધ રાખી બોલ્યો.

"ભાઇની જુદાઈમાં"
"આશક બેવફાઇમાં"
"કોણ છે ખેરખાઈમાં."

તેંણી આવી કવીતા સમજી પોતેજ પણ કવીતાજ રૂપે બોલી.

"મીઠું ગાણું."
"શોકની ઝુસરીમાં."
"દુખના દરયાવમાં."
"કોણ છે ખેરખાઇમાં."

તેણીની કવીતા સમજી સ્ટીવન પોતાનું મેંડાલીન વજાડતાં બોલ્યો.

"મીઠું ગાણું"

એટલું બોલી સ્ટીવને પોતાનું મ્યુઝીક ચાલુંજ રાખ્યું કે જેથી તેણીનો ગમ નાબુદ થાય. તેણી પોતાના બીછાનામાંથી ઉઠીને મોહડું હાથ ધોઇ પોતાના ધણી સાથે થયલી વાત ચીત કહી સંભળાવી ને રાતની ચાલાકી ધ્યાનમાં રાખવા કહી બેઉ જણા બાગમાં ફરવા નીકરીયાં. બીજી ત્રીજી વાતો કરતાં તે લોકો ફરયાં ને રાતનો દીવાબતીનો ટાઇમ થયલો

હોવાથી એટલે ગમખાર વાતને બાકી દોઢજ કલાક રહેલો જાની, સ્ટીવનને હુશ્યારીમાં રહેવા કહી, તેણી પોતાના રૂમમાં ગઇ, ને સ્ટીવન પણ પોતાના રૂમમાં જવા સારૂ વલ્યો કે તેવોજ તેનો હાથ પછવારેથી કોઇએ ધરયો, ને તેથી તે ત્યાંજ થોભ્યો ને પછવાડે ફરી જોયું, તો લોર્ડ લોરેન્સ પોતેજ હતો તેથી તે બાજુની ખુરશી પર જગા લેતો બેઠો.

લોર્ડે આજુબાજુ જોઇ પોતાના ખીસામાંથી 'ઝેહર' ની બાટલી કારી દેખાડી બોલ્યો. "જો આય તારા પ્યારની ઇધાની."

"હા આજની છેલ્લીજ રાત આપણી જુદાઇની છે." એટલું બોલી તે ઝેહરની સીસી તપાસવા લાગી, ને જોઇ રહયા પછી વધાર્યું ચાલો જમવાનો ટાઇમ થવા આયોચ તેણી અગાઉ તમે તેણીના ગલાસમા નાખી આવો, નહિ તો પછીથી નમાશે નહિ.

સ્ટીવનની અટકળ તેને ખરી લાગવાથી તે ઉઠયો ને ટેબલ આગળ ગયો, એટલામાં સ્ટીવન જીવ લઇને લીઝીના રૂમમાં ગયો ને તેણીનો હાથ પકડીને તેના ધણીની ચાલ દેખાડવાને 'ઝહેર' કયા ગલાસમાં નાખે છે તે દેખારવાને એક મીનીટ ગુમાવ્યા વગર તેણીને જમવાની ટેબલ આગળ લઇ ગીયો.

તેણી તેમજ સ્ટીવન જમવાની ટેબલની સાહામેના કરટન પછવાડે આયાં ને કયા ગલાસમાં ઝેર નાખેચ તે તપાસતાં ને તેના આવવાની રાહ જોતાં ભરાઇને ઉભાં રહયાં. એટલામાં લોડ તે રૂમમાં આયો ને બારણું બંધ કરી આજુ બાજુ

નજર ફેંકી તેણીના હમેશની જગા પરના ગ્લાસમાં ઝહેરના દશ ટીપાં નાખ્યાં ને તેમાં શેરી નાખ્યો કે તેણી જાણી નહિ શકે, તેટલું કરી જાને કસામાં નહિ હોય તેમ જેવો તે હરૂથે આયો તો તેવોજ બારણું ઉંઘાડી બાહાર ચાલતો થયો.

જેવો તે બાહાર ગીયો કે બીજી બાજુએથી સ્ટીવનને લીઝી જે પરદા પછવાડે ભરાયા હતા તે બાહાર નીકળી ને ટેબલ તરફ ગયાં, ને એટલાંમાં નોકર કંઇ કામ સર રૂમમાં આવવાથી તે ગલાસ તપાસતાં અટકી જઈ ને જાને કંઈ કરતા નહિ હોય તેમ તેણીએ નોકરને પુછયું. "આઠ વાગ્યા ને આજે ડીનર તૈયાર કેમ નથી."

તેણી શેઠાણીના આવા દમ ભરેલા બોલ સમજી નીરદોષ નોકર બોલ્યો. "લેડી, લોર્ડ તરફથી મને ઓડર મલ્યો તો કે ખાણું પા કલાક લેટ કરવું, પણ કહો તો લઇ આંઉ."

"હા, જા લઈ આવ ને લોર્ડને પણ ખબર કર." તેણીએ થસ્સામાંજ બોલી ને સ્ટીવનની સાથે બાજુના ઓરડામાં નીકળી ગેઇ. થોડીજ મીનીટમાં જમવાનો બેલ થયો, ને લોર્ડ ત્યાં આવીને હમેશની જગ્યાએ બેઠો, ને તેની પછવાડેથી સ્ટીવન ને લીઝી પણ દાખલ થયાં ને રોજની ઠરાવેલી જગ્યાએ બીરાજયાં, તે જોઇ લોર્ડ બોલ્યો. "લે ડીયર આજનો નવો દારૂ જરા ટેસ્ટ કર." એમ સ્ટીવને પણ ઇસારાથી કહેતાં બોલ્યો ને ગલાસ ત્રણે જણાએ ઉંચકયું. કે તુરત સ્ટીવને

લોર્ડનું ધ્યાન લીઝી પરથી ખસાડી પોતાની વાતમાં નાખ્યું. તેનો લાગ લેઇને લેડી લીઝીએ પોતાનું ગલાસ જમીન પર નીચો હાથ કરી ઘોરી નાખ્યું ને પાછી પીતી હોય તેમ મોના આગળ ગલાસ ધરી બોલી. "હા, હા, આજનો દારૂ તો ઘણોજ જલડ છે," તેણી તેને બનાવતાં બોલી.

તેણીને દારૂ પી ગીચેલી જોઈ લોર્ડ પોતાના કામમાં ફાવેલો જોઇ હસ્તે ચેહરે સ્ટીવનનો નાચેથી પગ દાબતો બોલ્યો.

"હા દીયર આય દારૂ તો ઘણોજ ઉચાંમાંનો છે, ને એની અસરથી ઉંઘ ઘણીજ મજાની આવેચ." પણ બીચારા લોર્ડને શું ખબર હતી કે તેણીએ તો તે ઝેર વાલું ગલાસ ઘોરી નાખ્યું હતું, ને બનાવટથી બોલી હતી, કહેવત છે કે "ખાડો ખોદે તેજ પડે." તેમ તેણીને મારી નાંખવાના ઇલાજ કરતાં પોંતેજ ભોગ થઇ પડશે તેની તેને જરા પણ ખબર હતી નહિ.

ખાણું પુરૂ થવા બાદ રોજની કાણી આશાએશ લેવા સારૂ હોલમાં બેઠા ને લીઝી થોડો વખત થયા બાદ બોલી. "ચાલો લવ હું તો મારે બીછાને જાઉંચ."

તેણીને જલદી ઉઠેલી જોઈ ફીતુર કરતાં પુછયું. "કેમ આજે તું રોજ કરતાં જલદી કાય જાયચ?"

તેણી પોતાનું માથું દુખતું ને ફરતું હોવાના ઢોંગ કરતી માથે હાથ દઈને બોલી. "મને તો બા આય દારૂથી ચક્કર

આવેચ, હું તોં જાઉંચ." એટલું બોલી તેણી પોતાના રૂમ તરફ ચાલી ગઇ, તેણીને ધીમે ધીમે ઝેરની અસર થતી જાણી લોર્ડ ખુશી થયો ને સ્ટીવનનો હાથ પકડી બોલ્યો. "કેમ શું ધારચું, હવે તું તો મારી થશેની." એમ બોલી પાછો તેણીને કીસ કરવા ગયો, પણ તેણીએ તેમ કરતાં તેને અટકાવ્યો ને બોલી. "નહિ હજુન મારી પાક દામનને હાથ ના લગારો, કોણ જાનેચ કે તેણીં મરશે કે નહિ, તેણીના મરવા પછીજ હું આવતી કાલે મારા કોલ પ્રમાણે તમારી સાથે એક થવશ." એટલું બોલી ત્યાંથી અલગ અલગ પગલે લેડી લીઝીના રૂમમાં ચાલી ગેઇ, તે વખતે લેડી તરતની સુતી હતી ને તેના વ્હાલા સ્ટીવનની આવવાની રાહ જોતી બીછાને અલેતાઇ હતી.

સ્ટીવનને તેણીના રૂમમાં દાખલ થયલો જોઇ તેની કટાર બતાવતાં બોલી "જો આય" તેણીનો હાથ પકડી ને તે કટાર છીનવી લઇ તેનું મોહડું બંધ કરી બોલ્યો. "નહિ, હજુન વાર છે, તે જાય ને પછીજ એ કામ થવું જોઇએ, કારણકે એ તો જાગતો હોશે તો આપણે બેઉ જણા પકડાઇ જઇશું, ને હમના તો એ આય રૂમ આગળથી પસાર થઇ પોતાના રૂમમાં જશે તો આપણો બેઉ જણાનો અવાજ સમજી સુવા જવાને બદલે હીયાંજ તપાસતો ઉભો રેહશે, માટે ચુપ થા, ને રાત્રીના મધ્ય તાઇમે બાર વાગે ત્યાં સુધી શાંત થઇને બેસી રહીએ." એટલું બોલતાં સ્ટીવને કટારને ચામરાની

કોથળીમાં મુકી દીધું ને પોતે તેણીના બીછાના પછવાડેના કોચ પર અરેતાયો ને તેણી પોતાના બીછાનામાં ઉંઘાઈ ગેઈ હોય, તેવી હાલતમાં અરેતાઈ કે તેણીનો ધણી તેણીને ઉંઘાયલી જોઇ પોતે પણ સુવા જાય.

થોડા વખત પછી લોર્ડ તેણીના બારણાની કલમાંથી તેણીને ઉંઘમાં પડેલી જોઈ પોતાના રૂમ તરફ ગયો ને સહુવારની ખુશાલીમાં જલદી ઉઠવાની ઉમેદમાં સુઈ ગયો.

રાત્રીના સાડા અગીયારમાં દશ મીનીટ બાકી રહી હતી, લેડી લીઝી ને સ્ટીવન પોતાનો રૂમ છોડી હાથમાં પોકેટલેમ્પ લઈ લોર્ડના બીછાના આગળ તેના રૂમમાં ગયા, તે વખતે લેડી લીઝીએ હાથમાં ચાલતી અણીવાલી કટાર ધરી હતી, ને આહીસ્તે આહીસ્તે પગલે તેના બીછાના ભણી આવી લાગી ને તેના મોહડાંની નજદીક જઈ કટાર તેણી ગરદનની લગોલગ ધરીને ઉભી, તે વખતે સ્ટીવનને વસુલાટ પુરી કરવાને અરધોજ કલાક બાકી હતો તેથી ખુશ થતો ત્યાંજ નીરાંતથી બાજુના ખુણામાં જઇ તેણીને ઉશ્કેરતો જઈ ઉભો ને બોલ્યો. "કોણની ખોટી છે માર જલ્દી."

તેણી પોતાના આશક તરફની ઉશ્કેરણી તેમજ તેનો ધણી તેણીની તરફ બદલાઇ જઈ ઝેહર આપી મારી નાખવા નીકરેલો, તેથી તેણીનું બી વેર વાળવા સારૂ ને ઝેહરનો બદલો ખુનમાં વાળવા સારૂ જો કે તેણી એક સ્ત્રીજ હતી ને તેવાં કામથી અલગજ હતી પણ તેણીનું માથું સ્ટીવને ફેરવી

નાખવાથી ને તેણી પોતાના ધણીના બદલાયા પછી પ્યારમાં પડવાથી પોતાના ધણીની બેવફાઇ જોઇ પોતાનો નાજુક હાથ ઉંચકયો ને જોસમાં તેની ગરદનમાં કટાર ભોકી દીધી, ને કટાર તેની ગરદનમાંજ ભોકાયલી રાખી, :તેની ગરદનમાંથી "લોહીનો નીકલતો જોસ જોઈ તેણી ઘણીજ થથરતી પોતાનું મોહડું તેની તરફથી ફેરવી નાખી ડાબો હાથ તેના નીકલતા લોહીમાં રાખી જમણે હાથે પોતાની બેઉ આંખો ધાંકી નાખી દ્રુજતી ઉભી રહી આવું નીરલજ કામ તેણીએ પોતાની ૨૨ વરસની ઉમરમાં બીજાની ઉશ્કેરણીથી પહેલીજ વખત કીધું હતું.

આવો દુઃખ દાયક ઘાતકી દેખાવ 'જોઈ સ્ટીવન પણ પોતાનું માંથું રૂમાલમાં ધાંકી તેની તરફથી ફરીને ઉભો, જો કે.તે મરદના ડરેસમાં હતો પણ તે તો એક સ્ત્રીજ હતી એટલે આવો ઘાતકી દેખાવ તેણીનું જીગર પણ જોઈ શકયું નહિ.

તેને ફરીને પોતાનું મોહડું રૂમાલમાં છુપાવેલું જોઈ લેડી લીઝી તેની તરફ ફરીને પોતાના બેઉ હાથ કે જે ડાબો હાથ પોતાના ધણીના લોહીમાં બોરેલો હોવાથી લાલ થઈ ગયો હતો, તે બેઉ હાથ લાંબા કરી તેણી દ્રુજતે સાહદે બોલી. "આવ મારા જાન મને તારા પાસાંમાં દાબી લે." એટલું બોલી તેની તરફના પ્યારના મીઠા સરોદની રાહ જોતી હાથ લાંબાજ રાખી દ્રુજતી ઉભી રહી.

તેણીનું કગલી ને દ્રુજતે સાહદે બોલવું સમજી તેને

પોતાનો ભેદ ખુલ્લો કરવાનો વખત આવેલો જાની બોલ્યો. "બસ, બસ, હવે વસુલાત પુરી થઇ ચુકી." એટલું બોલી તે તેણીની તરફ પોતાનો દાબો હાથ લંબાવી ઉભો રહયો.

તેને મુગો મુગો ત્યાંજ સ્થંભ થઇને ઉભો રહેલો જોઇ લીઝી બોલી. "હા હવે મારા વેરની વસુલાત પુરી થઈ."

તેણીને બોલતાં અટકાવી સ્ટીવન બોલી ઉઠયો. "નહિ, તારા વેરની વસુલાત નહિ પણ મારા ભાઇના વેરની વસુલાત હું પુરી કરી ચુકી."

એટલું બોલી પોતાના કોટના બટન ખોલી કોટ તેમજ પોતાના બાલ જે કરચલી કીધા હતા તે વીખેરી નાખી પાછી ગાઈરીનાંજ અવતારમાં થઈ બોલીં "બોલ હવે હું કોણ છું?"

તેણી તો આવો ગોટાલાનો દેખાવ જોઇ તદન મેટ જેવીજ થઈ ગઇ. કારણકે તેણી તો સ્ટીવનને છોકરોજ આજ લગી સમજતી હતી, ને તેનાજ ખાતર પોતાના ધણીને ઝેહ- રના બદલામાં મારી નાખ્યો કે તેના મરવાથી સ્ટીવન સાથે પરણે, પણ આવો મામલો બદલાઈ ગીયેલો જોઇ તેણી હરણુ. ફાર થઇ બોલી. "કોણ તું ખરેખર છોકરીજ છે."

"હા, હા, હું ખરેખર છોકરીજ છું, ને તેબી વરી સ્ટીવનની બહેન એલીસજ છું, ને હું તો ભાઈ સ્ટીવન તરફના "વેરની વસુલાતજ," કરવા આવી હતી. "એવું બોલતાં તેણી પોતાનું જીગર સખત કરી તેણીની સાંહમેજ ટીકટી ઉભી.

"કોણુ તારો ભાઈ સ્ટીવન કે જેને મારા ધણીએ નદીમાં ડુબાડી દીધેલો તેણી તું બહેન."

"હા, તેણીજ છું બહેન છે," ને તેના મરતી વખતના બોલ ને માન આપી તેના વેરની વસુલાત કરવા સારૂ આવી હતી.

તેણીના આવા બોલ સમજી લેડી લીઝી બીચારી મેટ જેવી થઇ ગેઇ ને પોતાના મરણ પામેલા ધણીની તરફ જોઈ મેટનેસમાંજ બોલી "મારા ધણી તું મરણ પામ્યો, કોણુનાથી? મારાથી! તો લેવો મારા નીરદોષ ભરથાર હું પણ તારી સાથે કબરમાં દટાઇ મારો ગુનાહ કબુલ કરવા તારી સાથેજ આંઉચ્ર." એટલું બોલી તેની ગરદનમાંથી કટારી કારી તેના ધણીના કપાલ પર છેલ્લી ચુમી કરી તેની આંખ બંધ કીધી, ને તેની પાસેજ સુતી ને પોતાની કટારી પોતાની ગરદનમાં ભોકી.

તેણી સુઈને તેમ કરવા જાય તેટલામાં એલીસ તેણીને મરતી બનચાવા સારૂ આગળ ગેઈ, પણ તેણીને બચાવવા આવતી જોઈ લીઝીએ પોતાની ગરદનમાં કટાર ખોસી દેઇ લોહીથી ભીંજાયલી પોતાની ધડ પોતાના ધણીની છાતી પર મુકી મરણ પામી. આવો માટીબયએરનો દુ:ખદાયક દેખાવ જોઈ એલીસના પોચ્યાં જીગરથી વધું નહિ જોઇ શકાયું. તેથી તેણીને ચકર આવતાં હોવાથી ટેબલને અથરીને તેણી ઉપર

માથું નાખી ઉભી રહી.

પોતાના ભાઈના મરતી વખતના બોલ પાળવાનેજ ખાતર પોતાનું જીગર સખ્ત કીધું હતું. પણ આવી ગંભીર વસુલાતને ખાતર તેની આવા નીરદય કામ કીધેલું જોઈ થથરતી હતી, ને છેલ્લી ઘડીની ઉઘાડી આંખને બંધ કરવા સારૂ રૂજતી ધ્રૂજતી નઝદીક ગેઈ ને બેઉના કપાલપર છેલ્લી કીસ કરી તેણીની આંખ બંધ કરી બંદગીના બોલો બોલી કોઈ નંહિ જોય તેમ તુરત ત્યાંથી સનસારો કરયા વગર નીકલી ગેઈ તે વખતે મધ્ય રાત હોવાથી તેણી બીહતી બીહતી ને થંડો પવન ફુંકાવાથી થંડીમાં થથરતી થથરતી હાથમાં પોકેટ લેમ્પ ધરી આગળ બીહીકની મારી આસ્તે આસ્તે પગલે ચાલીને બે કલાક પછી તેણી પોતાને ઘેર દોઢ વાગે આવી ઉભી, ને બારણું ઉઘારવા જોશથી અફાલ્યું ને પોતાની માતાનું નામ બોલી.

તુરતજ તેની માતા તેનો સાહુદ સમજી બારણા આગલ આવી ને બારણું ખોલી તેણીને અંદર દાખલ કીધી, ને પોતાની દીકરીને આટલી મોડી રાતના ચાલી આવેલી જોઈ ગભરાઈને પુછયું.

તેણી માતાના બોલને કંઈ પણ જવાબ નહિ આપતાં પોતાને બીછાને સુઈ ગેઈ. તેણીને આવી હાલતમાં સુતેલી જોઈ તેણી માતા તેણીની પાસેજ સુતી. ને હલ્લુ રહીને પુછયું. પણ તેણી બનેલા બનાવથી ઘણીજ ધ્રૂજતી હતી

તેથી બોલી. "માતા મને હમના ના પુછ સહવારે હું કહીશ હમના મારૂ મન ઠેકાણે નથી." એટલું બોલી તેણી હોધી પોધીને સુઈ ગઇ. ને તેણી માતાને ચટપટ થયા કીધી તેથી તેણીને મનથી સહવાર કયારે પરે તેવી ઉમેદથી અરેતાઇને હજારો ખ્યાલ કીધા.

સહવારનો રળીયામનો વખત હતો ને પશુ પંખેરાયો પોતાના મીઠા સરોદથી ગાતાં ગાતાં એક ઝાડથી બીજે ઝાડ ઉડતાં હતા ને થંડી હવાના સપાટા એક જોસબંધ પાતરાંઓ સાથે અથરી અવાજ કરતો પસાર થતો હતો તે વખતે પાછલી રાતના પાંચ વાગ્યા હતા. ને તેણીની માતા રોજ કરતાં સકારે ઉઠી તેણી દીકરી એલીસને વરે ચાય પાની તૈયાર કીધું કે જેવી ઉઠે તેવી તેણીને ચાય પાઇ તેનો જીવ શાંત કરે.

થોડા વખત પછી સાત વાગ્યા ને તેણી પઠારીમાંથી ઉઠી તોબી તેજ ને તેજ ધખારો તેણીના ધ્યાનમાં રમી રહયો હતો. તેણીને મોહડું હાથ ધોઇ ચાયપાના કરી પોતાની માતાંના ખોલામાં બેસી ગઇ કાલના બની ગીયેલા ગંભીર મોહતની વાત કરતી બેઠી, ને જે બનાવ બની ગયો હતો તે કહી સભલાવયો ને મરહુમ ભાઈ સ્ટીવનનો બોલ પાળેલો બોલી "વેરની વસુલાત" પુરી થઇચિ.

હજુન તો તેણીની માતા કંઈ બોલવા જાય તેટલામાં કોઇએ જોસમાં બારણું થોકયું, તેથી બંન્ને જણા ધભરાયા

કે રાતના બનાવથી જો કોઇએ તેણીને જોઈ હશે તેથીજ પોલીસના માણસો સહવાર પડતાં ખબર થતાં આયાં હોશે, તેમ ધારી તેની કબાટની પછવાડે સંતાઇને તેણીની માતા ગભરાતી ગભરાતી બારણા આગળ ગેઈ પણ તેણીના સારા નસીબે પોલીસનો માણસ નહિ પણ પોસ્ટખાતાનો તાર વાળો હતો. તે જોઇ ખુશી થઈને એલીસને હાંક મારતી બોલી "એલીસ એલીસ લે આય તાર આયોચ."

તેણી માતાના મોહડેથી 'તાર' નો બોલ સમજી તેણીને હીમ્મત આવી ને કબાટ પછવાડેથી બાહાર આવીને તાર ખોલી વાંચી જોયો ને અજબ થઇ ખુશીથી બોલી. "માય એ તો મારા વ્હાલા મારતીનનો છે તે આપુણે બે ત્રણ મહિના પોતાના બંગલામાં ચેન્જ પર જાપાન બોલાવેચ,

એટલું બોલી તેણી ખુશ થતી પોતાની માતાને કીસ કરતી બોલી "માય જો જલદી આપરે ઉપરી જઇએ નહિ તો જો કોઇએ મને જોઈ હશે તો મને ફાંસીને લાકરે ચહરાવશે."

તેણીનું આવું બોલવું સમજી ને તેણીને ઘણીજ ગભરાયલી જોઈ તેણી માતા તેને ધીરજ આપતી બોલી. "હા દીકરી એ વાત તો જરૂર બાહાર આવશે ને ખુની કોણ છે તે પકડવાને સરકારના માણસો ચુકશે નહિ ને જરૂરજ આપરા ઘેર પર દરોડો પડશે માટે ચાલ આજનીજ ઉપડતી "કવીન" સ્ટીમરમાં બેસી જાપાન ઉપડી જઇએ ને પછી એકુ વરષ ત્યાંજ રહી પાછા આવીશું."

જો કે એલીસે તો ખુન કીધું હતુંજ નહિ, પણ તેણી ઘેરમાં હોવાથી કોઇ તો તેણીનેજ ખુની માને, ને જો કે તેણીને ઘેરમાં કોઇ નોકર વતીક તેણ'નું નામ જાણતો નહિ હતો. કારણકે તેણી મરહનાજ નામ હેઠળ ઘેરમાં રહી હતી એટલે તેણીનું નામ તેમજ તેણીને કોઇ ઓળખતું નહિ હતું તોપણ તેણી બીહતી હતી કે ચોગરીચું બદલાય તો પકરાતાં વાર નહિ લાગે તેથી તેણીને તેણીની માતા "મેરી" બપોર પડતાં "કવીન" સ્ટીમરમાં બેસી જાપાન તરફ રવાના થયા.

થોરા દીવસ પછી તે મા દીકરી જાપાન ખાતે આવી લાગા ને પોતાના વરને ત્યાંજ રહુયા, ને ત્યાંજ બંગલો ખરીદેલો હોવાથી તેણી માતા તેમજ તે બન્ને જણા બે વરસ સુધી ત્યાંજ રહુયાં ને હાલ આપની વાર્તાની માનીતી "એલીસ" બે ગુલાબ જેવા બચ્ચાંની માતા થઈ છે, ને "વેરની વસુલાત" ની વાત યાદ કરી માય દીકરી જમાઇ એ ત્રણે જણા પોતાના બે ગુલાબ જેવાં બચ્ચાં સાથે સુખી સંસાર ભોગવે છે.

પ્રિય વાંચનાર, હુવે કંઇ વધારે જાણવાની તને અગત્ય છે?
કાંઇજ નહિં કેની?
ત્યારે સાહેબજી, હુવે તો પાછા જુન મહિનામાં મલીશું?
સાહેબજી.



તા૦ ૧૦ મી જુન ૧૯૧૮ માં

બાહાર પડશે.

# અદેખાઇનો

# અખાડો.

રચનાર;—'નેપોલીયન' જાલ મા. સરદાર.

કીંમત રૂ. ૧॥

જાહેરખબર આપનાર ઘરાકોએ નીચલે ઠેકાણે લખવું.

ઠેકાણું—ઘર નં૦ ૩૩ ૪ થી મરીન લાઇનસ

ધોબીતળાવ મુંબઇ.

# ડાંગરેનું બાલામૃત

## પીવાથી છોકરાંઓ તાકાદવાન બની તેમનું વજન પણ વધે છે.

શીશીની **કીંમત** બાર આના.



ટ. ખ. ચાર આના.

મીસીસ ચંદ્રશેખર શુક્લ, ધામાપુર [illegible] લખે છે—

"ડાંગરેનું બાલામૃત ન્હાના છોકરાંઓ માટે અમૃતરૂપ છે. તેની તારીફ કરીએ તેટલી થોડી છે. જ્યારથી મ્હારા છોકરાંઓને હું ડાંગરેનું બાલામૃત પાઉં છું ત્યારથી તેઓ તન્દુરસ્ત રહે છે.

**માલીક—કે. ટી. ડાંગરેની કં. ગીરગામ—મુંબઈ.**

# રેશમી કાપડ.

# જાપાનીઝ હુન્નરમંદ

## ભેટ સોગાદની ચીજો.

એ સઘળું

નમુના જોવા, જાણવા, શીખવા, વખાણવા માટેનું ઠેકાણું તો

મશહુર એક જ

# જાપાનીઝ મ્યુઝીયમ

## યોર્ક બીલ્ડીંગ હોરનબી રોડ.

ફેરો મારી જરૂર.

તમારા લાભનુંજ છે.